# વિચાર વીચિ









લેખક: બળવન્ત ગૌ. શંઘવી
'અગ્નિકુમાર'

# વિચાર વિચિ

લેખકઃ

બળવન્ત. ગૌ. સંઘવી

“ અગ્નિકુસ[illegible]

મૂલ્યં એક આના

પ્રકાશકઃ

કલમધર મંડળ તરફથી

શ્રી કુમુદચન્દ્ર. ગો. શાહ

બી. એ; એમ. કોમ.

ટંકશાળ, કાલુપુર,

અમદાવાદ.

# અનુક્રમણી



## નિબંધિકા



## નવલિકા








મુદ્રણસ્થાનઃ-શુભેચ્છક મુદ્રણાલય, ગાંધીરોડ, અમદાવાદ.

મુદ્રકઃ—ધી શ્રીમાળી શુભેચ્છક પબ્લીશીંગ કું. લી. ની વતી

શ્રી. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદીએ છાપ્યું.




## :: અંજલિ ::







### સ્વ. હંસસુતા

આગમન. ૨૫-૧-૨૮ અવસાન. ૧૧-૪-૩૯

"કરાલ કાલ વિકરાલની; પાંખ ઉદય ને અસ્ત
તે નીચે સૌ આવતી; જગની વસ્તુ સમસ્ત"

દેહોત્સર્ગના બાર કલાક પૂર્વે " કાકા વાર્તા કહો " રટનારને જીવન અજર અને યાદીએ અમર— એ આશાભર્યા આત્માને, તેનાં આપ્તજન આથી વધારે અંજલિ અર્પી શકે?

સૌ પદ્મકાન્તા

# પરિચય

આપણા સાહિત્યના ગદ્યલેખનનો ઇતિહાસ જો કોઇ તપાસવા બેસે તો બહુ દૂર સુધી જવું પડે એમ નથી. છેક નર્મદ સુધીનું આપણું સાહિત્ય એટલે પરભવ પર મીટ માંડી રહેલું કાવ્ય સાહિત્ય. રા. મુનશી કહે છે તેમ " જેમ પોર્ટસૈયદ છોડતાં જ એક ખંડમાંથી બીજામાં પ્રવેશ્યાનું ભાન થાય છે, એવું ભાન દલપતને છોડી નર્મદને હાથ ધરતાં થાય છે."

અંગ્રેજી સંસ્કૃતિના સંપર્કમાં આવ્યાથી આપણી જીવનદૃષ્ટિ બદલાઈ છે, અને જીવન અને સાહિત્યનો સંબંધ તો બિંબ પ્રતિબિંબ સરખો છે. જીવનદૃષ્ટિ બદલાતાં જ સાહિત્યમાં એનો સ્પષ્ટ પડઘો પડયો છે. અત્યાર સુધી માત્ર કાવ્યો જ લખાતાં; હવે એમાં વૈવિધ્ય આવ્યું.

નવલકથા, નવલિકા, નાટક વગેરે પ્રકારો સાથે નિબંધલેખન પણ અસ્તિત્વમાં આવ્યું, ગદ્યલેખનની શિષ્ટતાની સાથે જ આ પ્રકાર વિકસતો આવ્યો છે. નિબંધના બે પ્રકાર હોય છે. ગંભીર અને હળવા.

ગંભીર નિબંધોની શરૂઆત નર્મદથી જ થઈ છે. છતાં જેમ બીજા પ્રકારોમાં એ અગ્રણી ( Pioneer ) છે, એવું જ આ પ્રકારમાં પણ બન્યું છે. વર્ષાના એ ઉછળતા પુરમાં શરદની વિશદતા જડવી મુશ્કેલ છે. નર્મદ દલપત પછી શ્રી. મણિલાલ નભુભાઈની " સુદર્શન ગદ્યાવલિ "માં જેને સાચો નિબંધ કહી શકીયે એવું આપણને મળે છે. આ પછી શ્રી. અતિસુખશંકર, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. કાલેલકર વગેરે પાસેથી ગંભીર નિબંધોનું પરિપક્વ સ્વરૂપ આપણને મળે છે.

પરંતુ અત્યારનો પ્રવૃત્તિમય જમાનો હળવા સાહિત્યને વધુ આવકારે છે; પરિણામે અંગ્રેજી સાહિત્યની હળવી નિબંધ પદ્ધતિએ ગુજરાતી સાહિત્યમાં પણ પોતાનું સ્થાન નક્કી કરી લીધું છે. અગંભીર, હળવા અને કેવળ વિનોદને અર્થે જ રચાયેલ આ પ્રકારમાં વિષયની મર્યાદા હોતી નથી. ચાકના કકડાથી માંડીને ફીલસુફીના ગહનતમ કોયડા સુધી લેખકની રસળતી સ્વૈરવિહારી શૈલી ફરી વળે છે. અનેક વિષયાંતરો છતાં પોતે હાથ ધરેલા વિષય ઉપર લેખક કંઇક નવો જ પ્રકાશ પાડી શકે છે. અત્યાર સુધી પાશ્ચાત્ય ને પૌર્વાત્ય સંસ્કૃતિની તુલના કરવામાં રોકાયેલા આપણા ધીરગંભીર સાહિત્યકારોએ અગંભીર લેખનપ્રવૃત્તિની દિશામાં પ્રસ્થાન કરવું યોગ્ય ધાર્યું નથી; પરંતુ આ પછી રા. પાઠક, રા. જ્યોતીન્દ્ર દવે, રા. ગગનવિહારી, રા. વિજયરાય વૈદ્ય વગેરેએ આ દિશામાં સફળ પ્રયત્ન કર્યો છે; અને હાલમાં આવી કૃતિઓની સંખ્યા વધતી ગઇ છે એટલું જ નહિં પરંતુ વૈવિધ્ય તેમજ કલાત્મકતાની દૃષ્ટિએ પણ ઘણો વિકાસ સધાયો છે.

અત્યારે આ દિશામાં ગુજરાતી સાહિત્યને સમૃધ્ધ બનાવવા પ્રયત્ન કરી રહેલ લેખકોમાં શ્રી. સંઘવીનું નામ અજાણ્યું નથી. 'અગ્નિકુમાર'ના તખલ્લુસથી લખાયેલા એમના લેખો સામયિકોમાં વારંવાર નજરે પડે છે, તે ઉપરાંત આ એમનો પ્રથમ લેખસંગ્રહ નથી. એમની સાહિત્ય પ્રવૃત્તિનો આરંભ છેક સને ૧૯૨૩થી થયો છે. આ પુસ્તક સિવાય એમનાં "પત્રપુષ્પ" "શસ્ત્રહીન શૂરવીર" "ઓલિયાની આરસી" "હાસ્યનૈવેદ્ય" વગેરે પુસ્તકો પ્રસિદ્ધ થઇ ગયાં છે.

છેલ્લા દશકાનું સાહિત્ય જોતાં એમાં પીડીતોનાં ગાન વધારે નજરે પડે છે. વાસ્તવદર્શી અને કંઇક લાગણીપ્રધાન બનતા જતા સાહિત્યમાં હળવા નિબંધો લખી શ્રી સંઘવીએ, થોડા સમય સારૂ ધૂર્જટિની જટામાં ગુંચવાઈ ગયેલ ગંગાપ્રવાહની માફક કુંઠિત

બનેલા હાસ્યરસના પ્રવાહને ફરીથી વહેતો કર્યો છે એમ કહેવું વધારે પડતું ન ગણાય.

રસનિષ્પત્તિનું આલંબન શોધી કાઢવાની દૃષ્ટિ એ લેખકની પ્રથમ અવશ્યકતા છે. આલંકારિકોએ કહ્યું છે કે " શક્તિ, લોક, શાસ્ત્ર અને કાવ્ય વગેરેના મતથી થતી નિપુણતા અને કાવ્ય જાણનારાના ઉપદેશથી કરેલો અભ્યાસ એ કાવ્યના ઉદ્ભવનો હેતુ છે;" અને કાવ્યના ઉદ્ભવનો હેતુ એજ સમગ્ર સાહિત્યના ઉદ્ભવનો હેતુ છે. શ્રી. સંઘવીમાં આ " શક્તિ " દેખાય છે. હાસ્યોત્પાદક પ્રસંગો તેમજ પાત્રોની એમને પારખ છે. માનવજીવનમાં સદાય અથડાતી ' દવા ' કે 'થેલી' જેવી સામાન્ય વસ્તુ ઉપર એ નવીન પ્રકાશ પાડી શકે છે. સાધારણ રીતે વસ્તુ જોતાં જે ન સુઝે એ એમને સુઝયું છે. ' ટીકા ' અને ' વાર્તા-વા ' માનવીમાં રહેલ ક્ષુદ્રભાવોનો ઉલ્લેખ કરે છે. આ પ્રમાણે દરેક લેખમાં શ્રી. સંઘવી સામાન્ય જણાતી અને રોજની દુનિયામાં આપણી સામે અથડાતી છતાં બેપરવાઈનો ભોગ બનેલી એવી ઘણી વસ્તુઓ ઉપર પ્રકાશ પાડે છે. સાચા દર્શન વિના ઉત્તમ સર્જન અસંભવિત છે. હાસ્યદૃષ્ટિ વગર કરેલું હાસ્યસર્જન જાતેજ હાસ્યાસ્પદ બનેછે અને આ હાસ્યદૃષ્ટિ શ્રી. સંઘવીને મળી છે. પરંતુ હળવા નિબંધ લેખનમાં માત્ર વિષયની ચુંટણી કે વિચાર પુરતાં નથી. એમાં મહત્વનો ભાગ ભજવે છે તેવીજ અનુકૂળ શૈલી. વિષયની રજુઆત તેવીજ હળવી રસળતી રમતિયાળ શૈલીમાં થવી જોઇએ. શ્રી. સંઘવીની વિષય ચુંટણી અને એની ઉપરથી અનેક દિશામાં વાચકને લઇ જવાની કલા આકર્ષક છે, પરંતુ આ સાથે જો એમણે હળવી અને રસળતી શૈલી વધારે સાધ્ય કરી હોત તો એમનું સર્જન જરૂર ઉત્તમતાની કોટિએ પહોંચત. એમની શૈલી વિશદ છતાં સહેજ ગંભીર લાગે છે. એમાં સ્વૈરવિહારીની નિર્વ્યાજની પ્રવાહિતા નથી, પરંતુ વિષયની રજુઆત માટે પ્રયત્ન સ્પષ્ટ દેખાઈ આવે છે. સુંદર શૈલી

એ શરીરને શણગારવા કોઈ ઘરેણાં પહેરે એવી આલંકારિક વસ્તુ નથી, પણ સ્વભાવસિદ્ધ સૌંદર્ય ભક્તિને પરિણામે સ્વયમેવ પ્રકટ થતું એવું એનું અવિયોજ્ય અંગ છે. પરંતુ પેલા આલંકારિકોએ કહ્યું છે તેમ 'અભ્યાસ' એ દરેક કૃતિના સર્જનમાં મહત્વનો ભાગ ભજવે છે. આ દિશામાં સહેજ વધારે પ્રયત્ન કરવાથી હળવી શૈલી એમને સાધ્ય થાય તો નવાઈ નહિ, અને આ ઉપરાંત એમની કૃતિઓમાં થતો ઉત્તરોત્તર વિકાસ એ ઘણુંજ આશાજનક ચિન્હ છે. "ઓલિયાની આરસી" કરતાં 'હાસ્યનૈવેદ્ય'માં અને એ બંને કરતાં 'વિચાર વિચિ' માં એમની નિરૂપણ પધ્ધતિ સુરેખ અને વધુ વિશદ બને છે. નિબંધિકામાં તેમની શૈલી લાક્ષણિક માલુમ પડે છે.

"વિચાર વિચિ" માં આપણને શ્રી. સંઘવી માત્ર નિબંધકાર તરીકેજ નહિં પરંતુ નવલિકાકાર તરીકે પણ દેખાય છે. આ પહેલાં આપણે એમને "પત્ર–પુષ્પ" માં વાર્તાકાર તરીકે જોયા છે, એટલે આમાં વધારે કહેવાનું રહેતું નથી.

અત્યારના ધાંધલિયા જમાનામાં નવલકથા કરતાં નવલિકા વધુ આવકારદાયક બને છે. અને આથી દરેક લેખક એ દિશામાં પ્રયત્નશીલ બને એ સ્વાભાવિક છે. પરંતુ નવલિકાની કલા દુ:સાધ્ય છે. અમરૂ કવિને માટે કહેવાતું કે તેના એક મુકતકની તોલે સો સો પ્રબંધોનો હિસાબ ન હોતો. આવીજ મૂલવણી ઊર્મિગીત કે નવલિકાની છે. ટુંકી વાર્તામાં રસની જમાવટ કરવી એ જેવી તેવી વાત નથી, કારણ કે એમાં એક જ રસનો પરિપોષ સંપૂર્ણ સંયમપૂર્વક કરવો પડે છે. સચોટ વેધકતા એ નવલિકાનું ખાસ અંગ છે. "વિચાર વિચિ" ની વાર્તાઓ તપાસતાં સ્પષ્ટ લાગે છે કે હજી શ્રી. સંઘવીની વાર્તાકલા વિકાસને પંથે છે પાત્તાલેખનનો અંશ એમાં ઓછો છે. એમાં Problemની રજુઆત છે, પણ એ લેખકના મગજમાં રમી

રહેલ વિચારોની નોંધ જેવી લાગે છે. તેમને આપદૃષ્ટિ વરી છે જેને ટૂંકીવાર્તાની કલા કહેવાય તે કળા વિના ઘણું કહી નાંખે, એ ધુમકેતુ કે 'મલયાનિલ' ની વાર્તામાં દેખાતાં તત્વોનો અભાવ અહીં દેખાય છે. માનવ-હૃદયમાં સુતેલા ભાવોને વિજળીની ઝડપે અંગુલિનિર્દેશ કરી જગાડે એવું આમાં ઓછું દેખાય છે. ટૂંકમાં વાર્તાની દિશા એમને સુઝી છે, પણ એની જે કલા તેની પગદંડી હજી એમને બરાબર સ્પષ્ટ નથી છતાં કલાત્મકતા લાવવાનો શ્રી. સંઘવીનો પ્રયત્ન પ્રશંસનીય છે. " મહેમાન " માં નવીનતા લાવવા એમણે પ્રયાસ કર્યો છે. 'વિજયા' માં કલ્પનાનો અંશ જરા વધારે લાગે છે; પરંતુ મનુષ્ય પ્રગતિની મોખરે કલ્પનાજ રહેલી છે. છતાં અનુભવના ભાર વિના કલ્પનાનો સઢ જીવનનૈયાને કયારે ખરાબે ચઢાવે તે કહેવાય નહિ. અત્યારના વાસ્તદર્શી સાહિત્યમાં આ વાર્તા કદાચ બહુ આવકારદાયક ન પણ લાગે. 'લગ્નસ્નેહ' 'ધૂન' " સાહસે શ્રી " વગેરેમાં અત્યારના યુગના પ્રશ્નોની રજુઆત અને તેનો ઉકેલ આણવા સ્પષ્ટ પ્રયાસ કર્યો છે. શ્રી. સંઘવીનું દર્શન જેટલું સાચું છે એટલું જ વધારે સુરેખ અને કલાત્મક નિરૂપણ હોત તો એમને વધારે સફળતા જરૂર મળી હોત.

એટલું તો નિર્વિવાદ છે કે શ્રી. સંઘવીનું સાહિત્યમાં વાર્તાકાર કરતાં નિબંધકાર તરિકેનું સ્થાન વધુ મહત્વનું અને લાક્ષણિક છે. એમની કૃતિમાં ઉણપ હોવા છતાં મિષ્ટતાનો અભાવ નથી. જેમ રસવૃત્તિ વધારે કેળવાતી જશે તેમ એમની કૃતિઓ વધારે ઉચ્ચ પ્રકારની બનશે એમ કહેવું અયોગ્ય નથી.

અંતમાં એમને જોઇતું પ્રોત્સાહન મળી રહેતાં શ્રી. સંઘવી આપણા સાહિત્યને વધુ શિષ્ટ કૃતિઓ આપી સમૃદ્ધ કરવા પ્રયત્નશીલ રહેશે એમ આશા રાખવી અસ્થાને ન ગણાય.

**સુસ્મિતા મેઢ**

---

# શાંત પળે

ગુજરાતી સાહિત્યરસિક જનતા સમક્ષ એક દસકામાં આ મ્હારૂં પાંચમું પ્રકાશન રજુ કરવાની હિંમત કરૂં છું. આપણા સાહિત્ય ઉત્તેજન શોખ મુજબ પહેલાં ચારે પુસ્તક ઠીક ઠીક આદર અને પ્રચાર પામી શકયાં. છે. આ પણ એક નૂતન પ્રકારનું સાહસ છે. આ કાર્યમાં સહકાર આપનાર મ્હારાં આપ્તજન ઉપરાંત બ્હેનશ્રી સૌ. સુસ્મિતા મેઢ બી. એ. (ઓનર્સ) શ્રી. સત્યેન્દ્ર ઘોડાદ્રા, શ્રી. કુમુદચંદ્ર શાહ અને શ્રી મધુકાન્ત મહેતા, દેસાઇ બંધુઓ ઉપરાંત કલમધર મંડળનો અને શુભેચ્છક પ્રેસના સંચાલક રા. ત્રિવેદીનો આભાર માનવો અસ્થાને નથી. આ ઉપરાંત સાહિત્ય પંથે માર્ગદર્શક થનાર શ્રી. વિનાયકરાવ ત્રિવેદી, શ્રી. ધનશંકર ત્રિપાઠી, શ્રી. નંદુભાઈ શુકલ, શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. નવલરામ ત્રિવેદી, શ્રી. જ્યોતિન્દ્ર દવે અને અન્ય સાહિત્ય સુહૃદોનો રુણ સ્વીકાર કરી ઉપકાર માનું છું.

સનાતન સત્ય એજ છે કેઃ-વિના **જ્ઞાન** નહિ **ઉત્થાન** અને વિના **ઇષ્ટ સહકાર** નહિ **આત્મોદ્ધાર.**

ચૈત્ર. સુદ એકમ<br>સોમવાર.<br>વિ. સં. ૧૯૯૬

**લેખક**



# દવા

દવા ? હા, દવા !

આ વિશ્વવ્યાપી, અનુભવપ્રિય, અમૂલ્ય, મહામાયા સંબંધી અશ્વિનીકુમાર, ધન્વંતરી, લુકમાન કે ડૉ. સર જેમ્સ સ્ટીફન્સન જેવા સમર્થ રસાચાર્યે ખાસ લખ્યું નથી, તો તેને શબ્દચિત્રથી અમરજીવન શા માટે ન આપવું ?

દવા શબ્દની વ્યુત્પત્તિ માટે પાટણથી :પાલડી અને દાહોદથી દ્વારકા સુધી શબ્દવેત્તાઓને પૂછાવતાં, આવેલા ત્રણ હજાર મત અભિપ્રાયમાંથી ફક્ત ત્રણ જ મત ટાંકવા યોગ્ય લાગ્યા. ડાકોરથી ભાગવતાચાર્ય ભાનુદત્તનું નિવેદન એમ છે કે: યદા દેવ અને દાનવ સમુદ્રમંથન કરતા હતા, તદા તેમના મુખશ્રીથી ' વાદ–વાદ–વાદ ' એ ધ્વનિ બહિર્ગત થયો; એ પ્લુત 'દ' જોડે દીર્ઘોચ્ચારે ' વા 'ની સંધિ થતાં જેમ રત્ના ભીલ વાલ્મીકે–'મરા–મરા–મરા ' નું 'રામ–રામ–રામ ' કરી નાંખ્યું હતું તેમ ' વાદ–વાદ–વાદ ' વિગ્રહે ' દવા, દવા, દવા ' થઇ ગયું !

જંબુસરની જડાવમાનો જૂદો જ મત છે. કૌરવપાંડવના વનવાસ વખતે ભીમે કુન્તામાતાને શેરડીના ગળ્યા રાડાને બદલે ભૂલથી સાર્સાપરીલાનું છોડું આપ્યું. બંધકોષની વ્યાધિ વિદારવા 'ગંડેરી'નો ઉપયોગ કરનાર કુન્તાજીને સાર્સાપરીલાએ ગળામાં દાહ ઉત્પન્ન કરવા માંડયો–આથી એ ડોસીમાએ 'દવ–આ, દવ–આ ' એમ કહ્યું ! અને ત્યારથી દવા શબ્દનો પ્રચાર થયો.

શિહોરના ભુખણ ગઢવી વળી જૂદો જ ખુલાસો આપે છે. સમુદ્ર-મંથન અંતે નીકળેલ "હલાહલ" અને "અમૃત" એ બે મારણતારણ શક્તિને એક એક અશ્વિનીકુમાર સમવયસ્ક બંધુએ "દાનવ–આ" "દેવ-આ" નામ આપ્યું. પણ ઝેર કોણ અને અમૃત કોણ એ માટે દેવ–દાનવનો વિગ્રહ અટકાવવા અંતે 'દવા' એમ મોઘમ નામ આપ્યું. ત્યારથી દવા ભારતમાં સર્વતોમુખી થવા માંડી.

તનમનની શાંતિ માટે ધનદ્વારા દવાનો પ્રચાર કરવામાં રસાચાર્ય તેમજ 'ઉંટવૈદો' 'યુનાની હકીમો' ને 'નીમ હકીમો' 'ફીરંગી યુરોપી દાકતરો' તથા 'કવેક–ડૉકટરો' અને 'ચરકના પેઢીધરો'ને 'નાઇ બ્રાહ્મણો–નાપિત' એ જીવનવિગ્રહની જેહાદ ચલાવી છે!

અજીર્ણ યા અપચાનું મારણ વિલાયતી મીઠું, સોનામુખી, હિંગીઆ મરીનો ઉકાળો, કે નેપાળો, ચૂંકનો પ્રતિકાર–સેકેલી મેથી કે અજમાનાં ફૂલ, વાયુ વિકારના વિદારણાર્થે—નળબંધ વાયાની ગોળી, દંતદર્દ માટે—કપુર કે ફટકડી, મરદાઇ માટે–ખાખરાના મૂળનો અર્ક, બાદી માટે—ત્રિફળાં–હરડાં, બેડાં, આંમળાં (જે રમુજમાં ધરડાં, બ્હેરાં, આંધળાં કહેવાતાં), પિત્તપ્રકોપના નાશ સારુ—લવણ, સાકર, દિકામાળી, મરી ભરેલાં લીંબુનાં ચોથિયાં, અને જીર્ણજ્વર હઠાવવા—કરીયાતાનો કટોરો–સૃજનજૂનાં જાણીતાં છે. આમ આર્યોથી માંડી અત્યારના જમાના સુધી દવાનો વંશવેલો ચાલ્યો આવ્યે જાય છે.

કોણ જાણે શાથી એ 'દવા' શબ્દ તરફ સુગ, અનુકંપા અને બીકની લાગણીથી જોવાય છે! પણ સેંકડે સીત્તેર ટકા માનવો પ્રાતઃકાલે ઇષ્ટમંદિરે કે ધંધાના ધામમાં જવાને બદલે, ઇષ્ટતર માનેલા ઔષધાલયમાં ઇષ્ટતમ–સંજીવની ખરીદી, ડૉકટર –વૈદ–કે હકીમનો જીવનનિર્વાહ ઉત્પાદન કરવાના પરોપકાર માટે જાય છે.

સર્વની પાલકમાતાસમ દવાદેવી ધાવણાં અર્ભકથી માંડી મરણનો ઘરેડો ખેંચતા વૃદ્ધતમ જીવને આશાના ઝોલે હીંચાવે છે.

દ્રવ્ય કરતાં પણ દવા–અમૂલ્ય કે અ મૂલ્ય–સંજોગ પ્રમાણે ગણાય છે. ભદ્રાયુ વાંછતો રોગી, 'ઇન્જેકશન' 'હિરણ્યગર્ભની માત્રા' 'ઓક્સીજન' કે 'જડીબુટ્ટી' ના પ્રયોગોદ્વારા મરણદુઃખની ઝાંખી, સ્વજનો મારફત પામે છે. આખરે કુદરત આગળ માનવ જ્ઞાન ને યત્ન નમી પડે છે, ત્યારે જ નૂતન વિજ્ઞાન–જ્યાં માનવ અટકે ત્યાં ઇશ્વરની શરુઆત–તેમને દિલાસો આપે છે.

દવાના વપરાશના મર્મમાં ઉતરીએ તો કંઈ નવી જ સૃષ્ટિ માલમ પડી આવે છે.

કેટલાક દવાના ચુસ્ત ભકતોને તનદશા કરતાં મન શંકાશીલ બનવાથી વહેમભૂતને ડારવા–દાબવા દવાદેવીની આરાધના કરવી પડે છે.

તો વળી કેટલાક ઔષધોપાસક રોગી આહાર, આરામ અને નિદ્રા માટે અતિ અનિયમિત રહી, આ ચર્મ દેહને કાગનાવ માફક હાંકે છે. કોઇ પણ ગર્ભિત અસંતોષ તેમના આત્માને આવો આપઘાત સાધવા પ્રેરે છે.

વળી કેટલાંક લક્ષ્મીનાં લાડકાં માંદગીથી આપ્તવર્ગની અનુકંપા અને સ્વપ્રત્યે આકર્ષણભરી મમતા દોરવા, દવાના પ્રચારકોને ધનચુંબકથી ચીટકાવી રાખે છે.

કેટલાક ગાફેલ પામરોના સમયપત્રકમાં દવાને સ્થાન મળી જતાં, તે તેમને કોઠે સદી જાય છે!

દવાની પડીકી કે ઔષધની શીશી કામખલ વિદ્યાર્થી, શક્તિચોર નોકર કે સાસુના તંત્રને અરાજક બનાવતી કુલવધૂનો મુક્તિદા સાથી બની જાય છે!

સ્વેચ્છાચારી વાસનાવાદીઓ પોતાના જીવનસડાને ઔષધ ઓછાડથી ઢાંકવા બાલિશ પ્રયાસ કરતા માલમ પડે છે.

તો વળી કેટલાક એકારો, નાદારો, ટાઢો રોટલો પચાવનારા, ભગ્નહૃદયો કે ધૂનીઓ ઉન્માદરોગને કૃત્રિમ રીતે ભયંકર કે સત્યસ્વરૂપમાં રજુ કરવા ભિષક્ જાદુ અજમાવે છે!

દવા શબ્દોચ્ચારથી ચમકી ચાર વામ પીછેહઠ કરનાર પણ તેના સકંજામાં આવી જતાં, અવનત શિર—બ્હીલું મુખ—અને વિકૃત હલનચલન કરવા છતાં, મદારીના મર્કટ, હોમગતિ, અજાશિશુ કે નાથેલા બળદ જેવા ઋજુ બની જાય છે.

કેટલાકને દવા કરતાં તેની 'ચરી' મુખમાં સ્રાવ લાવે છે.

'ખોટી ગરમી'ની માવજત માટે ગુલકંદ. 'પાયોરીઆ' વખતે સાકરનો શીરો, 'હરસ'માં મરચાંનાં ભજીયાં, લુખમ કે ત્વચાગરમીમાં ખજુરવાણું, શીળસમાં પથ્ય-સાકર-કેસર કઢિયેલ દુગ્ધમાં મારેલો ગંધક, અને બંગભસ્મ કે અગ્નિકુમાર ચોખ્ખા મધમાં મિષ્ટાન્ન માફક આરોગતા ઘણા સુખી-દર્દી જીવો જોવામાં આવે છે. સંગ્રહણીમાં જરામીઠાવાળી 'મધુરી'-તક્ર, શેઢી વધારવા 'મટન સુપ' કે 'ચીકન સૂપ' અને ક્ષયને અવરોધવા 'અમૃતરસ દ્રાક્ષાસવ' ઠંડે જીવે પીનારા પણ ઘણા પ્રમાણમાં મળી આવે છે. એ મુજબ હિંગાષ્ટકચૂર્ણ, દ્રાક્ષવટી, સેકેલી ધાણાદાળ, લીંબુમીઠાવાળી વરિયાળી, સીતોપલાદિ ચૂર્ણ, આથેલાં લીલાં મરી, દાડમચૂર્ણ, મસાલેદાર લીંડીપીપર, ખારીસુંઠ ઇત્યાદિ મોંસુધાર વાનગીઓ પણ નરમ ઔષધ તરીકે વપરાય છે. દવાને નામે સેકરોન, ઇંડાં, દાલરસ, 'એકસ્યોનો પેગ', જાતજાતના પાકો, કેટલીક જાતની માટીઓ, કરિયાણાં, શિલાજીત, સાલમ, મુસળી ઇત્સાદિ દવાઓ ઘણાનાં મોઢાં રસવંતાં કરે છે.

આ તો ફક્ત વપુના મુખ્ય અંગ, 'જઠર-ચક્કી'-પાચનક્રિયાઅવયવની વાત થઇ. તેની સ્પર્ધામાં હૃદય, આંખ, મગજ, નાક, દાંત, હાથપગ, પણ અવસરે દવાખંડણી મેળવવા સમાન

હકવાદી બને છે. માનવીની દવાકલ્પનાને પહોંચી વળવા દેશવિદેશના સંજીવનીશોધક, ઔષધ વિક્રેતા અને સક્રિય પ્રચારક સામયિકો–પત્રોએ ખડે પગે તૈયાર રહેવું પડે છે. કેમકે તેમનું દ્રવ્ય–દર્દ દૂર કરનાર એ મહામાત્રા છે. અનૃત, દંભ, મધુરવાણી, ઠગવાની કળા, આશાવાદથી ગરજવાનની આસ્થા ટકાવવાની તરકીબ એ દવાપ્રચારકની તાલીમ છે. હઠાગ્રહી–ટેકીલાને નમાવવા પ્રલોભન, ત્યાગીને રાગી બનાવવા મોહાસ્ત્ર, નીતિમાનને ડગાવવા લાલચ, અધિકારીને ચળાવવા ભેટ, ધર્મધ્વજ ફરકતો રાખવા નૈવેદ્ય–પ્રસાદ, અને સત્યન્યાયને હચમચાવવા સામ–દામ ઘણીવાર માત્રા તરીકે વપરાતાં નજરે આવે છે. ઇશ્કનો બુખાર ઉતારવા જુદાઇ અને કસોટીની ફાકી, ગરજ વખતે ખુશામત, આર્થિક મુસ્કેલી ઉકેલવા જટિલ કૂટિલ વ્યવહાર અને સૂમભણીલને પીગળાવવા 'મસ્કા' પારો વપરાય છે. જીવનની આશા મુકી દીધેલા રોગી માટે સર્વ ઉપાય અપાય બની જતાં, 'ગંગાજળ' પતિતપાવન પેય અને તુલસીદલ પાકપ્રસાદ તરીકે ઉપયોગમાં લેવાય છે.

ગોળમટોળ તડબૂચ જેવો, લાલબુમ પાકાં ટમેટાં જેવી, રાતી રાયણ જેવું, સુકાં મરચાં જેવાં, દિવેલ પીધેલ ડાચાવાળું, સુદામા જેવું ખખડી ગયેલું, ટુટીચાર, પીળો ફચક પાકેલા પપૈયા જેવા, ઈત્યાદિ 'ટ્રેડમાર્કો' દવાને અંગે જ સાધ્ય કે સાધન તરીકે ગણાવાય છે.

દવાની ઉત્પત્તિ, પ્રકાર અને પ્રચાર વર્ણવી, યથાશક્ય દવાનિષેધનો વિચાર કરી આ નિબંધિકા પૂર્ણ કરીએ.

'રોગ હજાર પણ ઔષધ ચાર' માફક સારી હવા, શુદ્ધ ભોજન અને પેય, નિયમિત જાતમહેનત અને વ્યસનવિહોણો આનંદ, આરામ. આખી 'મેટેરીયા મેડીકા' ને બેવફા બનાવી, દવા નામને સફા કરી નાંખે છે! જીવનના પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યાશ્રમમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમે નિયમન, અને બાકીના બે આશ્રમમાં શુદ્ધ જીવન

અને ઉચ્ચ વિચાર દવાખાઇની સવારી સામે અભેદ્ય ચતુરંગી દિવાલો રચે છે.

નિરોગી રહી લાંબુ જીવવા સારૂ મહાસ્વાદુ જીવનરસની પ્યાલી અને સચ્ચિદાનંદની પડીકી (કુદરત જોડે સહકાર સાધી) આજીવન વાપરતાં દવા–વાદને નાબુદ કરી સો શરદ તો સુખે દેખાડે છે. જીવન-રસ એ રસાયણ છે, સચ્ચિદાનંદ એ કીમીયો છે અને તેના અભાવે

" બુદ્ધિ પ્રભા સૌ માનવનાં,
રસાનંદ વિના સૌ વ્યર્થ જતાં. "

એ સનાતન સૂત્ર સત્ય સ્વરૂપમાં રહી શકે છે.

'પથ્ય ભોજન, શાંતિ, સચ્ચિદાનંદ' સાથેજ 'સાદું જીવન, સરળ વિચાર, અને ઉચ્ચ આચાર' એ રામબાણ દવા છે.

---

# પત્ર લાલસા

મથાળું વાંચીને પત્ર લાલશાનું જીવન કે શ્રી. દેસાઇની તે નામની નવલકથા પરનું ટિપ્પણ વાંચવાની, વા કોઈ નાટક કે નવું બોલપટવર્ણન વિલોકવાની કોઈની સેવેલી આશા અફળ જશે. આ નિબંધિકા–લઘુલેખમાં માનવ સહજ પત્ર–ટપાલ–કાગળની લાલસા સંબંધી 'બે બોલ' છે.

ઘડિયાળના 'એલાર્મ' ને અવગણનાર, હજામની હાકને ઘોળી પીનાર, ગૃહજનના 'જા–ગો' ના આર્તનાદને 'ઉં...હું' નાદે દાબી દેનાર 'ટ...પા...લ' શબ્દે સફાળા ઉઠે છે.

કોઇ ઉઘરાણીવાળો કે માણસ સવારે આવે તો કાળમુખો લાગે પણ કાગળ–ભલે પછી તે કાળોત્રિ હોય–તો પણ પત્રલાલસા પૂર્ણ કરનાર સુધાબિંદુ સમ મનાય છે.

ટપાલી–પીતાંબર પહેરેલા કાસદકૃષ્ણ–જેવો નજરે પડે કે પત્રભક્તો હમણાં 'મ્હારૂં ઘર–બારણું–જાળી ખખડાવશે', 'એ મ્હારૂં નામ પોકાર્યું', 'એ ટપાલ નાંખી,' એવી ગણત્રીએ મુદમય બને છે. તેમનું ધારવું ખરૂં પડે તો 'હું નહોતો કહેતો કે આજ કાગળ આવશે જ' અને તેમના પાડોશમાં પત્ર પાડવી ટપાલી ચાલ્યો જાય તો 'બગાભાઇ તમે ભાગ્યશાળી હોં–કાગળ આવ્યો. શા ખુશખબર છે?' બોલતા પોતાના નિરાશ હૃદયને દિલાસો આપે છે.

કેટલીક વાર પત્ર લાલસા એટલી ઉગ્ર અને અતુલ બને છે કે ટપાલીને રસ્તામાં આંતરી, 'જગુભાઈ ચકુભાઈ ચોખલિયા' નો

કાગળ છે એમ પૂછાવે છે, અને ટપાલીના 'નથી' શબ્દ ઠંડી ક્રૂરતા અનુભવાવે છે ! ઘણી વખત આપણે ધારતા હોઇએ છીએ તે વ્યક્તિ પત્ર ન લખે તો આપણે પત્ર ન પામીએ, તેવા સમયે તો પરદેશી પ્રેમમૂર્તિને નવ પાઇ કે બાર પાઇના-ગણત્રીબાજ કંજુસ કહેવા પ્રેરાઇએ છીએ. છાપાના રસિયા તો પહેલી તારીખે નક્કી કરેલા વારે પોતાના ધારેલા સામયિકની 'કાગને ડોળે' રાહ જુએ છે, અને એ 'બૂક-પોસ્ટ' છાપાની ભીંડા મળતાં તેના ઉપર શિકારી શકરાબાજની અદાથી તુટી પડે છે, અને તેનાં પાને પાનાં ઉથલાવી જાય છે.

પ્રેમમાં પડેલાની કે નોકરી માટે ઉમેદવારી કરનારની પત્ર લાલસા માટે તો પૂછશો જ માં. જે સંભવિત સ્થળેથી પત્ર આવવા વકી હોય ત્યાંથી ઉપડતા અગ્નિ થના સમયથી ટપાલ આવી જાય તે વખત સુધીની પળ-વિપળ તેઓ માળાના મણકા માફક ગણે છે. કાગળ મળે તો 'હાશ' નો અને ન મળે તો 'હતાશ' નો મેર તે પત્રપ્રેમીઓ મૂકે છે.

વ્યાપારીઓ જલદી સોદા કરવા માટે બહારગામની ટપાલની રાહ પરીક્ષાનું પરિણામ જાણવા ઉત્સુક ઉમેદવાર માફક જુએ છે. આવા ટપાલ પ્રેમીઓ ટપાલ ઓફીસને ઘેરી લે છે, અને ટપાલ સહી-સિક્કાવાળી થતાં ટપાલીને શામદામથી રીઝવી કાગળ મેળવી લે છે. પરસાદ માટે પડાપડી કરતા પોમલા માફક આવી ટપાલ પહેલી હાથ કરવા ધમાલ કરનારને જોવા, એ પણ એક અજબ દૃશ્ય છે.

કેટલીક વાર ટપાલની તમન્ના પારકી ટપાલ હાથ કરી, ફોડી, વાંચી, પરત કરવાની કે નાશ કરવાની કપટકળા શીખવે છે. આવો કુછંદ ઘણે ભાગે છાત્રાલયમાં રહેતા અણઘડ કિશોરોમાં કે બીજાની વાત જાણવાની ખોટી ઇંતેજારી સેવનાર અમલદાર વર્ગમાં હોય છે.

સુખે રહેતાં દંપતીને દેખી દાઝતી દેહલગ્નની વિધવા કે પાલ્યને રીતમના સાણસાના અંકુશમાં રાખતાં વાલી પણ આ કુનીતિના શિકાર બની ગયાં હોય છે.

'દરરોજ કંઈક નૂતન' એવા શોખવાળા મોટાના ચિરંજીવી 'પાછી ટપાલ આવી' કહેતા દસબાર પત્રો આવવાથી ખુશ થાય છે. આથી તેમની લોકપણા પોષાય, કાગળમાં કોઇ કરગરી કંઈક માગ કરે તે નકારાય. કોઈ મળવા આવનારને મહાન કાર્ય કરતા હોય એમ 'ટપાલ ફોડાય છે, વંચાય છે, જવાબ અપાય છે, બીડાય છે, અને નાંખવા મોકલાય છે' એમ પંચયજ્ઞ કરવાના ડોળે આંજી નાંખવા પ્રયાસ થાય. આ પણ માનવસ્વભાવની એક વિશ્લેષણા છે.

ગામડામાં તો 'કાગર આવે' એ એક મહાન બનાવ ગણાય. પરદેશી સ્વજનનો–દિકરીના સાસરેથી કે દિકરાના કમાણીગામમાંથી કાગળ આવતાં જ બિચારાં અભણ સગાં દોડાદોડ કરી મુકે છે, અને એ પત્ર કોઈ ભણેલા પાસે બે–ત્રણ–ચાર વાર વંચાવી આનંદરસ કે શોકાગ્નિમાં આત્માને ઓતપ્રોત કરે છે. વળી ગ્રામ્યજન એટલા વ્યવહારિક હોય છે કે ગમે તેવી પરાકાષ્ઠા હોય તો પણ પત્રનો જવાબ વળતી ટપાલે મોકલે છે.

દરિયા પાર ગયેલ માનવીના પત્રની આગાહી ઘણીજ તીવ્રતમ હોય છે. તે કાગળ તેના દર્શકને નિમ્નલિખિતને મળતાં, એ વ્યક્તિ માટે તે દિવસ તહેવાર જેવો બની જાય છે. તે દિવસે તેની દરેક કરણી આનંદમય ત્વરિત હોય છે.

પત્રલાલસા રાખનારને પત્ર મોકલનારની માથાકુટ–મહેનતનો ખ્યાલ હોતો નથી. પૈસા લઇ ટપાલ ઓફીસે જવું, થોડીવાર હાર-દોરમાં ઉભા રહી તપ કરવુ, ક્રમે પત્તું–પરબિડિયું મળતાં સારી સીસાપેન કે કલમથી મનને કસીને લખવું, અને છેવટે બરાબર ઠેકાણું કરી બે ત્રણ વાર પત્ર વાંચી જઇ પાછા ધક્કા ખાઈ જઇને

કાગળ ટપાલ–બાકામાં વખતસર નાંખી જવો, એ સર્વ ક્રિયા તો જેને વીતી હોય તે જ જાણે !

પત્રલાલસાના પૂજકને પૂછીએ કે પત્ર મળ્યા પછી પંદર મિનિટે તેના મનની કેવી દશા હોય છે ? સારી ખબર મળી હોય તો સારૂં પણ કંઈ ઇલ્લત–ઉપાધિ હોય તો તે પાર પાડવામાં તેને આધિકીટ માનસિક કોરણી કરતો નથી લાગતો ?

વળી, પત્રલાલસા તેને પ્રત્યુત્તર–લાલસાના ચક્રનેમિક્રમમાં નથી મુકતો ? આ ઉપરાંત કોઈની આર્થિક ઉઘરાણીનો પત્ર તો પત્રલાલસાને અવક્રિયામાં જ મૂકે છે.

દિવાળી કે નાતાલના તહેવારોના અંતે–બેસતા વર્ષે તો પત્ર લાલસા અનેરો ભાગ ભજવે છે. ટપાલીને બોણી–ભેટ નિમિત્તે આઠ આના આપ્યા બાદ કોઇ પણ ' સાલ મુબારક ' નો પત્ર કે ' ખાસ અંક ' આપણને ન મળે તો ? પછી આડે દિવસે ભલે ગમે તેટલાં પત્ર–છાપાં મળે પણ તે દિવસે તો પત્રના અભાવે આપણા હૃદયની ઊર્મિ વમળે ચઢે છે.

આટલા બધા પત્રોની લેવડદેવડ થાય છે, પણ એવા કલાત્મક પત્રો ભાગ્યે જ હોય છે જે લાલસા ભાગે. સામાન્ય રીતે બેડોળ –મોર પગા–અક્ષરે ચિતરાયલા પત્રો ' અમે સારા છીએ, તમે હશો જ ' એવી ખબરમાં સમાપ્ત થાય છે. પત્રના મથાળાથી તે અંત સુધી તેમાં અનેક ભૂલો થયેલી હોય છે. આમ પત્રલાલસા પ્રમાણે ખીલી શકે કે અનેક ગણી બનતાં અનેક પત્રો લખતાં શૂન્ય બરાબર મીંડુ જેવી જ બની જાય.

આ સર્વ લખવાનું તાત્પર્ય એ જ છે, કે દરેક જણે જેમ બને તેમ ઓછા પણ સારા–ઉપયોગી પત્રો મેળવવાની અને મોકલવાની ભાવના કેળવવી. આવકની મંદી થતાં વખત છે ટપાલખાતું આથી અકળાય, પણ 'સક્કરમાની જીભ અને અક્કરમીના પગ' માફક ધર્મધક્કો ખાતો ટપાલી તો આશિષ આપે જ.

# પૈસાદારનો પોકાર

'પૂર્વજન્મ માનનારના મંતવ્ય પ્રમાણે 'પુણ્ય' અને આ જન્મના અમારા અનુભવ પ્રમાણે અમે શાં 'પાપ' કર્યાં હશે કે–'લક્ષ્મીના લાડીલા' થયા! ધનકુબેર હોઈએ તોપણ અમને સુવર્ણપતિ, રૌપ્યપતિ, મહોર માલિક કે અલંકારાધિપતિ તરીકે ઓળખવાને બદલે જનતા પૈસા–દાર જેવા તુચ્છ નામે નવાજે છે! અમારી કિંમત ફક્ત એક પૈસાના માલિક જેવી? આ અપમાન બસ ન હોય તેમ અમને કેટલાક 'તરંગી' કહે છે. ગરીબ છાનાં જે કર્મો કરે અમે પૈસાનો વિનિમય કરી ચાસન કરીએ અને એમ કરતાં કો સ્વાર્થ સાધુને નૈવેદ્ય ન ધરાવીએ એટલે અમે 'ધૂની' ને?

'અમારા તેજોવટના તેજોદ્વેષી બની 'દાયદપી' દુશ્મન––સગારૂપી શત્રુ–અમારૂં ખાઈ અમારૂં જ ખોદે છે. તેમને બહુ મળે તો આપે તેમાં શી નવાઇ અને ઓછું પડતાં 'સૂમ–કંજુસ' કહી કૃતજ્ઞતા દર્શાવવાની કૃતઘ્નતા દાખવે છે!

'વળી પેલા સમાજના પીરસ્તા—લેખક અને કવિઓ––દરેક દરેક ગદ્ય પદ્યમાં મુડીમંડિતને–નિર્દય, જારી, જુગારી, સ્વાર્થી, અને હલકટ ચીતરતાં પાછી પાની કરતા નથી. તેમનું દરેક શબ્દચિત્ર કોઇ મજદુર કે મજુરણની ગરીબાઈ, અસહાયતા, અન્યાય અને શીલભંગના મુદ્દાની તરફેણમાં યોજાય છે, અને એ સર્વના ઉત્પાદક અમે જ!

'સ્વાર્થપટુ ખુશામતખોરોનો અમારી જોડેનો વર્તાવ તો સાવ 'નાટકી' જ હોય છે. 'જીહઈ–' 'આપ' 'હુકમ' 'આજ્ઞા' 'સાહેબ' 'નામદાર' એ બધાં ભાષાનાં થીંગડાં—મુલાયમ શબ્દો—અમારી જોડેના વાર્તાલાપમાં વપરાય છે! અમે બેઠા હોઇએ તો છીંક ન ખાય, વાછૂટ રોકે, તૃષાને પી જાય, અને આહાર કે આરામને અવગણે, પણ જ્યાં અમારી પીઠ ફરે કે અમારા નામની શેષમભ-ણુતા, બીડી વગેરેનાં વ્યસનની ધૂમ મચાવે!

'અને અમારી અસૂયા? લોકને કોઇ અમલદાર, જુલમગાર, આપખુદ કે ધર્માચાર્ય નથી મળતો તે ફક્ત અમારી પીઠે માછલાં ધોતાં પીછેહઠ કરતા નથી! તેમની આંખો અમને જોઈ કાલકૂટ–ઝેર ફેંકતી હોય એમ લાગે છે. અને કોઇ ઇલમ સાધ્ય થાય તો તે અમને 'સમડી' બનાવી આકાશમાં અદ્ધર ઉડાડી જ દે! અમારા સારા નરસામાં થોકબંધ સંખ્યામાં ભાગ લેવા છતાં ગરીબો રૂપી ગીધડાં અસૂયા રૂપી ચાંચથી અમારી ખાલ ચીરી નાખી, નિંદા રૂપી લૂણ ભરે છે! આ અમારા હૃદયમર્મને ચચરાવી નાખે એમાં નવાઇ શી?'

'ધનિક થયા એટલે અમારી પા ખાવત કરાવનારા અમારી કોથળી ઉપર આગ્રહ રૂપી કાતરો ચલાવે છે. ઘણું હોય એટલે બધું ખેરાત કરવાનું કે?'

'અમુક આશ્રમ કે તમુક 'ફંડ', એક પાઠશાળા કે બીજું વાચનાલય, અમુક ધંધાદારી ભિક્ષુકો અને વૈદિક યાચકો અમે જાણે કુબેરભંડારી હોઇએ તેમ 'મામ દેહિ–મને આપો' આર્તનાદે અમારા કાનનાં પડળ આળાં કરી નાંખે છે; અને ખાલી થઇએ તો પણ શરૂ કરેલા આવા સમાજ–દાન અમારે કાબુલી વ્યાજે નાણાં લાવી રેલવવાનાં, કેમકે અમે પૈસાદાર પાકયા!'

'આટલું બસ ન હોય એમ વૈદ્ય ડોકટરો, હકીમો અમારા

લોહીના ટીપે ટીપાના રોગ કલ્પી અમારી નાણાં તિજોરી પર શસ્ત્ર પ્રયોગ–મોટો કાપ ચલાવે છે. એમના એ રોગ પ્રયોગના રળવાને તેઓ ઓરડી ઝુડવાની રમત માને છે!'

'આડોશી પાડોશી અમારી કહેવાતી શર્મેમાં બહારથી દબાય છે, પણ અંદરથી અમને હેરાન કરવા છૂપી જામગરી ચાંપે છે. અમારે ત્યાં દ્રવ્ય, પદાર્થ, અલંકાર પાડોશીદાવે લેવા આવે છે, અને એ ઋણનો બદલો ? કાં તો અમને હાથતાલી આપવી અથવા અમારી ગીબત કરવી.

'જોષી રૂપી કોદલાં પણ અમને જીવનભક્ષ્ય સમજી અમારી દશારૂપી શબ ચૂંથી, પનોતિ, અનુષ્ટાન–શાંતિ વગેરે અંગો દ્વારા અમારી દ્રવ્યનસ ખોલી, રજતરક્તનું પાન કરે છે! જ્યાં સુધી અમે ખાલી કે અસભ્ય ન બનીએ ત્યાં સુધી એ અમારી 'દિનચર્યા' કે 'દિનમાન' દશા સુધરવા દેતા જ નથી!

'કાપડવાળા, અલંકારવાળા, હીરાવાળા, અત્તરવાળા, સાબુ-વાળા, દવાવાળા, કસ્તુરીઅંબરવાળા વગેરે 'વાળા'ઓ અમારી જાત આસપાસ ગુંથાઈ અમને એમના 'બીલ' રૂપી પાસમાં એવા કેદ રાખે છે કે નાણાં ઓકતો ઉલ્લુ છટકે નહિ!'

'સરકસ, સીનેમા, નાટક, રેસ, લોટરી, સંગીતવિશારદ, પંડિત, સનાતની, વૈયાકરણી એ અમારે ત્યાં રોજ જાણે પાથરણે બેસવા ન આવતા હોય તેમ ધક્કા ખાધા જ કરે છે! દરેક ફેરે એ ગરજુ શામ, દંડ અને ભેદથી દામ પડાવે છે અને 'આશ્રયદાતા–મુરબ્બી–વડીલ' નામે નગદનારાયણ ઉઠાવી જાય છે! હાથે તે સાથે એમ કેટલાક એ લક્ષ્મીહારીઓ નાણાં હજમપણ કરી જાય છે, અને ગરીબને નામે પોતે જ રંકતમ યાચક બની માલદાર બની જવાની વેતરણમાં પડી જાય છે! કુલ સરવાળે તો એવાઓ 'મેલ કરવત મોચીડા' જેવા જ બની જાય છે!'

'અમને પેલા 'ટાકસ'–ટેક્ષ–વાળા ઇનકમ–સુપર 'પ્રોપર્ટી' 'પ્રોફીટ' નામના અમે જાણે હડકાયા શ્વાન હોઇએ તેની માફક પકડે છે! અમારી કમાણીમાંથી એ લોકો એમનો લાગો ચૂકવ્યા વિના રહેતા નથી. તેઓ લાગો લે એનો અરેરાટ નથી, પણ અમારા ચોપડા ચુંથવાની એમની ચતુરાઇ અમારી આંખો ઓચીએ લાવે છે!

અને આટલું હોવા છતાં અમને કરાળ કાળ પણ અપવાદ તરીકે છોડતો નથી. એ તો તાવ, ક્ષય, હૃદયરોગ, મહામારી, મરકી, મેનેનજાઇટીસ, ન્યુમોનીઆ, ઇન્ફ્લુએન્ઝા, રૂમેટીઝમ, કે એવા પૂર્વ કે પશ્ચિમ નામધારી રોગરૂપી યમ મારફત ભરખી જાય છે!

'ત્યારે અમારે અમારી દશા કોને કહેવી? બૈરીને કહીએ તો બાયલા કહે, મોટાને જણાવીએ તો નાદાન કથે, ન્હાના મૂરખ વદે અને સરખા ડરપોક દાખવે!

'અમારે ત્યારે રડવું કોના આગળ?'



# ટીકા

બ્રહ્માએ માનવીની ઉત્પત્તિ કરી ત્યારે તેમનાં ચાર વદન અને દરેક મ્હોંની દાઢી જોઈ, મનુજે ટીકા કરવાની કળા હસ્તગત કરવા માંડી ! શરૂઆતમાં આ દ્વિઅક્ષરી ટેવ ગર્ભમાં સ્વગત રહી, પણ તેને લીધે મનને બુદ્ધિઅજીર્ણનો આફરો ચઢી જતાં, તે સ્વગત રહેવાને બદલે પ્રગટ થવા માંડી ! આગળ જતાં એના ભક્તોના બે વર્ગ પડયા—ટીકાકારો અને ટીકાખોરો.

ટીકાકાર વર્ગે તો ડહાપણનો ઇજારો રાખી, બીજાને સુધારવા ટીકાદ્વારા સ્વાનુભવ સ્વભાવનાં પ્રતિબિંબ ફેંકવા માંડયાં. એમનાં એવાં વિદ્યુત કિરણોએ ઘણાંનાં મનઃચક્ષુ ઉઘાડયાં. મને કે કમને એમની ઉક્તિને શ્રોતાના કર્ણપટ સુધી પહોંચવાની તક મળી, એથી ઘણાંને સ્મશાન વૈરાગ્ય આવતો, અને એના સંસ્કાર ચિરંજીવી બની જતાં, જીવનપલટો કરવામાં મદદગાર થતા.

પણ......બીજા ' જગકાજી ' વર્ગે તો ટીકાનાં તાનાંતીરથી સ્વમત વડીલપણાથી, ડહાપણસાગરને જ્ઞાન ' રામપાત્ર ' થી ઉલેચવાનો અખતરો કરવા માંડયો. આ લોકોએ જાણે ' ટીકા 'ના ટિકાયત ન હોય એમ માગ્યે ન માગ્યે સમયે, કુપળે, પાત્રને કે અન્યને, ટીકા રૂપી દાન કરવામાં રંતિદેવને પણ કંજુસ બનાવી દીધો. ફુરસદના વખતમાં એ સુતર વ્યવસાય તેમને આનંદ આપનાર થયો, અને આદત પડી જતાં કસુંબાના વ્યસની જેવી એમની

દશા થઈ. ટીકા એમની આરાધ્ય દેવી જ બની ગઈ. તેમના દરેક અક્ષર, શબ્દ અને વાકય ' સટીક ' તેમના મુખરૂપી મુદ્રણાલયમાંથી બહાર પડવા માંડયા. એમની ટીકાજાળથી મગતરાથી માંડી મહારથી પણ મુક્ત રહી શકતા નહિ.

અને એવા ' ટીકાપ્રિય ' વર્ગનું વર્તૂલ વધવાજ માંડયું અને વધતું જ જાય છે. નરસિંહથી માંડી મહાત્માજી, શંકરથી માંડી આંબેડકર, દ્રૌપદીથી માંડી સરોજીની નાયડુ, ધ્રુવથી માંડી જેકીકુગન એમની ટીકાથી પર રહી શકયા નથી !

કેટલાક ટીકાભકતોને તો સવારથી ઉઠવાથી માંડી, નાકનાં નસકોરાં બોલે ત્યાં સુધી, ' ટીકા–ટીકા–ટીકા–ટીકા—વગર ચાલ-તુંજ નથી.

ઉઠીને દાતણ કરશે કે દાતણવાળાની, અથવા શહેર સુધરાઈની, અગર દાંતના રોગની વા બજારમાં વેચાતા ' પાઉડર, પેસ્ટ ' ની ટીકાની લવરીએ ચઢશે ! પછી ચા—દૂધ પીતાં ખાંડથી માંડી નવેખંડનું ડહાપણ ડોળશે !

છાપું વાંચવા માંડતાં સીસ્કારથી માંડી વડાપ્રધાનની ટીકારૂપી અસ્ત્રાથી હજામત કરી નાખશે !

પૂજા પાઠ કરતાં મનુથી મુન્શી સુધીની ઓલાદની ખબર લેશે. ત્યારબાદ જમતાં ઘેંશથી માંડી માલપુવા સંબન્ધી અથવા પુત્રવધૂથી શરૂ કરી પડોશની પુત્રીની રાંધણકળા માટે સટીક મતો વગર માગ્યે આપે જશે ! બપોરે વામકુક્ષી કરતાં પીંજારાથી માંડી ચાદર વેચનાર કાપડીઆની પીકે માછલાં ધોશે.

પછી મોટરમાં ધંધા માટે જતાં 'શોફર'થી માંડી 'સેક્રેટરી' ને સાલપામરી ઓરાઢશે.

સાંજે દેવદર્શન જતાં પૂજાથી માંડી મહારાજ અને આચાર્ય માટે યદ્રા તદ્રા બકવામાં પાછા પડશે નહિ.

અને રાત્રે પથારીમાં પડતાં રેડીઓવાળાને, ગ્રામોફોનવાળાને, નાટકવાળાને, રેનવાળાને, રસ્તે જતા વાહનને, અને આખરે ઘરવાળીને ટીકારૂપી ટક—ટક—ટક કરતા નાદયંત્રથી—ઘટિકા-યંત્રથી જીવતા—બોલતા સ્વરવાહક યંત્રની ખાત્રી આપશે!

ઉંઘમાં પણ સ્વપ્નામાં પોતાના ધોરણની, પૈસાની, સુધારાની, ભગવાનની અને પોતાની ટીકા કરવા ચૂકશે નહીં!

અને આ સર્વમાં "અહં" ભાવ અને "સ્વ" શુદ્ધિની જાહેરાતના ડિમ્ ડિમ્ વગર બીજો ભાવ ભાગ્યેજ હશે.

આવા ટીકાશીલોની ખાસિયત વર્ણવી, આ લઘુલેખ—નિબંધિકાને અ—ટીક બનાવવા પૂર્ણવિરામ અર્પીએ.

આવા લોકો આજુબાજુના મંડળનું જોર જોઇ ટીકાશાસ્ત્રનાં પાનાં ઉકેલે છે.

જવાબ ન મળતાં આ 'ટીકાશાસ્ત્રી'ઓ રંગતે ચઢી શબ્દસાયકની ઝડી વરસાવે છે. સાંભળનારના મૌનને અથવા 'હું' કારાને તેઓ સંમતિ માની લે છે.

ટીકા કરતી વખતે એમને ગૌરવ, સર્વજ્ઞપણું, આદર્શભાવ, અને અહંકારની મિશ્ર લાગણીનાં લહેરીયાં આવે છે.

ટીકા કરતી વખતે ભાષાના અશ્લિલ શબ્દો તેમના કંઠરૂપી ઉકરડામાંથી જીવ્હારૂપી તોપ ઝેરીવાયુ રૂપે બહિર્ગત કરે છે.

ટીકા ને ગપનો સમન્વય તેઓ સારી રીતે સાધી શકે છે. ટીકા કરતી વખતે અસત્યનું આવરણ તેમનાં જ્ઞાનચક્ષુને અંધાર પીછોડીથી આવરી લે છે.

જ્યારે ન પકડાય ત્યારે તેઓ બુલંદ અવાજે પડકાર કરે છે, અને પકડાવાનો સંભવ લાગતાંજ ઘણે ધીમે ધીમે સાદે સ્વઉક્તિ રજુ કરે છે.

અને ટીકા કરવામાં તે બાંધવ, સ્વજન, મિત્ર, શત્રુ, પોતાનું કે પારકું, શિશુ—સમવયસ્ક કે વૃદ્ધ, પુરૂષ કે પ્રમદા, રંક કે શ્રીમંત એવા ભેદને અદ્વૈત માને છે !

એક આંગ્લ લેખકે લખ્યું છે કે :

" સત્તરમી સદીમાં લોકોએ ધર્મ સુધારો કર્યો, એટલે એ જમાનામાં ધર્મગુરૂ રાજવી હતા. અરાઢમી સદીમાં કાયદામાં ક્રાંતિ થઇ એટલે રાજનીતિજ્ઞ વટમાં હતા. ઓગણીસમી સદીએ વ્યાપારનો ઉત્કર્ષ જોયો એટલે પડધમ પેટા મુંડીવાદી મહાલતા હતા, અને વીસમી સદીમાં શરીરચક્કી માટે લોકો આતુર છે, એટલે 'યમરાજ સહોદર' વૈદરાજનાં માન છે "

તો હવે એકવીસમી સદીમાં ' ટીકાખોરો ' આકાશ, પૃથ્વી અને પાણીમાં પ્રવાસ કરી શકે એવા કળવાળા રાસભરોહણે જરૂર કારમાં કૌતુક કાર્યો કરશેજ !



# થેલી

કહેવત કહેછે કે " જેની પાસે હોય થેલી, તેના સૌ બેલી " એ ઉકિતજ આ નિબંધિકાનું જન્મ ઉદ્દભવ કારણ. જેમ પરમાત્માના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણ સ્વરૂપ કહેવાય છે. ત્યમ આનાં પણ ત્રણ સ્વરૂપ કહેવાય છે. જેમકે થેલી, કોથળી, અને ઝોળી !

(૨) થેલી માનાર્થ વપરાય છે. શરાફો તેમાં હઝાર કે ઓછી દ્રવ્ય સંખ્યા રાખે છે, અને શિશુથી જરઠ તેમાં પુસ્તકો, કપડાં, શાકભાજી, કે બજાર ખરીદીની વસ્તુઓ સંગ્રહે છે.

કોથળી સામાન્ય રીતે ગાંધીની હાટે જીર્ણ સ્વરૂપે કે રાત-હજામ પાસે સ્થૂલ સ્વરૂપે રહે છે, અને તેમાં અસ્ત્રો નરેણી અને કાતર રૂપી ત્રણ રત્નો સાથે બીજો વપન સમાહાર રહે છે.

ઝોળી એના યાચકની સંજીવીની જેવી હોય છે. ઝોળી ભરાતી નથી, અને યાચક ધરાતો નથી. ઝોળી એ અપમાન સૂચક સંજ્ઞા બને છે. અને એ વ્યંગ કટાક્ષમાં તિરસ્કાર રૂપેજ વપરાય છે.

આમ ત્રિનામકરણે ઓળખાવા છતાં વસ્ત્ર-ચર્મ કે લોહ સ્વરૂપ ધારણ કરવા છતાં, જન સમાજનું સેવા-સોબત-અને સહાય સ્વરૂપ હોવાથી, આપણે 'થેલીના બેલી' બનીને એનોજ અત્યારે વિચાર કરીએ.

(૩) અભ્યાસ કામ પુરૂં થયું ! સમય પત્રક પ્રમાણે પુસ્તકો તૈયાર કરી દીધાં ! ચાલ્ય ત્યારે એ સર્વ થેલીમાં--

"પણ તમે ગઇ કાલે મારી થેલી બજારમાં લઇ ગયા હતા, એટલે તેની પકડનાં નાકાં તુટી ગયાં છે. એવી થેલી શાળામાં હું નહી લઇ જઉં."

અને એ બાળ વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડે એવી કમલા જ્યોતિ હાટની લાકડાના હાથાવાળી થેલી લાવવી પડે છે. ત્યારે તે ધારાસભાના સભ્યના ગૌરવથી કુમળી વયના નંદનવન- શાળા તરફ કુચ કરી શકે છે.

(૪) "આ હોરાજી નું 'બીલ' લાલ, લીલો, ચોકલેટ, બ્લ્યુ, લવંડર, જાંબુડીઓ, ગળી, ફીરમજી, વગેરે રંગની બાર મર્સરાઇઝડ રેશમી આંટીઓના પૈસા આપવા પડશે! કાપડીઆને પણ એનાના પૈસા દેવાના છે."

"કેમ! કાંઈ રૂમાલ ટેબલ કલૅાથ..."

"ના, ના. મારી થેલીને સેન્જ ડીસંટ બનાવવી છે. ભારે કપડાં લઈ જવા સારી થેલી તો જોઇએન્ને!" ગૃહલક્ષ્મી કહેશે. આવી થેલી જયારે ભરાય ત્યારે માલ મજુરી મહેનતના ભોગે સવા દોઢ રૂપીઆની થશે. લગ્ન પ્રસંગે કે જાતિસંમેલનમાં તે શ્રીમતીની અંગત પરિચારિકા રૂપ બને છે.

(૫) "પાછું આ ખાખી જીન કેમ લાવ્યા?"

"કેમ તમારે સહુને થેલી જોઇએ અને હમારે પુસ્તક-શાક ભાજી માટે કાંઇ ન જોઇએ? અને આની તો એક જોડ થેલીઓ બનશે, અને તમારે રોજ ધોઇ એક પછી એક મને બહાર જતાં આપવાની. થેલી વગરના હાથરૂમાલમાં કાંઇ સમાય નહિં. ખીસામાં પૈસા હોય છતાં તમારૂં મંગાવેલું 'ભૂલી...ગ...યો!' કહી ન લાવવા કરતાં આવી થેલી તૈયાર કરાવવી શી ખોટી! આર્યપુત્ર આમ થેલી પુરાણ ચર્ચી થેલી વસાવશે.

(૬) થેલીના ઉપયોગ જાણીતા છે. આસન તરીકે, વાહક તરીકે, શેક કરવામાં, નાણાંનું પ્રદર્શન કરવામાં, મોઘમ ગુપ્ત દંભ દર્શાવવામાં, કાર્ય ઉત્સાહ દાખવવામાં, સંગ્રાહક બનવામાં, થેલી, બેગ, પર્સ, એનવેલપ, ખોળ ઇત્યાદી નામે સ્વતઃ સાર્થ કરે છે. સાધુ પોતાની સર્વ સામગ્રી, સિપાહી પોતાનો બધો સાજ, અને વટેમાર્ગુ બધો સામાન પોતાની બગલ થેલીમાં રાખી શકે છે, એટલુંજ નહિ પણ સમયે તેનો ઓશીકા તરીકે ઉપયોગ કરે છે. વ્યાપારીઓ તો ગુણપાટ–શણની થેલીઓ સીમેંટ, ખાંડ, ગોળ, દાણા, ચુનો વગેરે ભરી જળ સ્થળ માર્ગે મોકલી શકે છે. કન્તાન ની થેલી જળની ડોલની ગરજ સારી શકે છે. ખાદીની ટોપીને ઉલટાવી તેની થેલી બનાવીને ચવાણું કે બોર ખાનારા, રોગીને માથે બરફ મુકવામાં સમય સૂચક બનનારા જોવામાં આવે છેજ. સાસરે પ્રથમવાર જનાર જમાઇરાજ કે વહુરાણી પોતાનાં સેલાંસાડીને રૂમાલ થેલીમાંજ મુકી ઠમકતાં ચાલે છે. ચમચી, વાટવો, ખડીઓ, અને ખોયા નામે તે પાન સોપારી, બદામ, સીક્કા, લોટ અને સતારનું રક્ષણ કરે છે. આમ થેલી સેવિકા છે.

(૭) પણ થેલી હસી પડે–ફસકી જાય ત્યારે તુટેલા ચંપલની માફક માલિકને આફતમાં મૂકે છે. કાણી થેલી એટલી શાણી હોય છે કે પોતાના છિદ્ર કરતાં મોટી વસ્તુને જાળવી રાખે છે. થેલી, સ્વભાર સાથે ખોવાય તો ધણીને ધીરજ મુકાવે છે! લગ્ન વખતે 'નાણાં થેલી' સાવધાન ન હોય તો વરરાજાને માંડવેથી પાછા ફરવું પડે છે. અને 'વાંકડો' આપનારી કોમમાં થેલી અધુરી હોય તો વહુરાણીને મહિયરનું મોઢું જોવા નથી મળતું, અને સાસરે વાગ્બાણથી વિંધાઇ રાજરોગ ક્ષયને કે આપઘાતને પનારે પડી અકાળે મરણશરણ થવું પડે છે.

(૮) ગાંધીને કાગળની થેલી વગર, હોરાજીને સાબુના વેપારમાં કાપડની થેલી વગર, નાણાવટીને શણુની થેલી વગર, કુંભારને રેતીના ગુણા વગર, આચાર્યને રેશમી થેલી વગર, લેખકને પુસ્તક–સામયિકવાહિકા વગર કે કેળવણીકારને ચોમાસામાં તાલપત્રી વગર મીણકાપડની થેલી વગર ચાલતું નથી.

(૯) આમ સાંપ્રત સમયનું પડછાયા સમ પ્રતિક ' થેલી ' સહુની બેલી છે. સૌએ ગુંજાશ મુજબ વહેલીમોડી વસાવવી પડે છે, એ મહામાયા થેલીને !



# કલ્પના

કલ્પાંત સુધી સંકલ્પવિકલ્પ કરાવે તેનું નામ કલ્પના. જે કહેવા–લખવાની ફરજ પાડે, પણ તે ઉપર અંકુશ રાખે એ કલ્પના. જેના વડે સાક્ષર, શિક્ષક, કથાકાર, દેવીપુત્ર, અને નાટ્ય બોલપટ સૂત્રધાર. વ્યવસ્થા–પ્રતિભા ને હૃદયમનભાવને રચી, પ્રગટ કરી, સંસ્કાર છાપ પાડી શકે તેજ જડીબુટ્ટીનું નામ કલ્પના.

કલ્પના માટે આખું વિશ્વ ઝંખે છે, કલ્પનાથી આખું જગ જીવે છે અને દુનિયાનાં દુઃખ, સુખ, આશા, મમતા અને અનેક અપ્તરંગી અને અમરઅજર ભાવો કલ્પનાજન્ય જ હોય છે. કલ્પના સાધ્ય છે. તેની સાધના માટે સાધન શોધતાં આપણું શતાબ્દ આયુ એક વિપળ જેવું લાગે છે.

કલ્પનાના કલાકારો તેમની સાથે સ્વૈરવિહાર કરનારા ભક્તોને પણ કલ્પનાજગતમાં–મનોયાનમાં બેસારી પ્રવાસ કરાવે છે. કલ્પનાના આગમન માટે જુદાં જુદાં સાધન હોય છે. કોઈને ચાંદની જોઈને, કોઈને વ્યક્તિ નીરખીને, કોઈને વાર્તાલાપ સાંભળતાં, કોઈને વાંચતાં, કોઈને ધૂમ્રપાન કરતાં, અને કોઈને ચવાણું ખાતાં, અને કોઈને સુષુપ્તદશામાં, એમ સ્વવ્યસનશોખે કલ્પના ફળે છે. મ્હારા એક સાહિત્યરસિક મિત્રથી, કેશની પાંથી પાડતાં કલ્પનાની પાંખે ચઢી જવાય છે અને તે માટે એ એમ કહે છે કે: 'કેશમાં ક = વિષ્ણુ, અ=બ્રહ્મા અને ઇશ=શિવ એમ ત્રણે દેવનો વાસ છે !

*    *    *

એક શેઠને પેટ ઉપર હાથ ફેરવતાં તેજીમંદીની કલ્પના આવે છે, અને એમ મનાય છે કે એમનું ઉદર ગજાનન મહાકાયનું છે. તેના પ્રતાપે તે 'સાહસે શ્રી' પામે છે. કલ્પના માટે અનુકરણવૃત્તિ ઘણે ભાગે જવાબદાર છે. મુનશી, દેશાઇ, ધૂમકેતુ અને દવેનાં જાત-જાતના રસનાં પાત્રો આપણને અનુકરણ કરવા પ્રેરે છે. વળી કલાપી, બોટાદકર, ન્હાનાલાલ, નર્મદ અને ગોવર્ધનરામનાં પાત્રો આપણા હૃદયને માર્દવથી ભરી દે છે.

કલ્પનાનો ઇજારો કોઇ રાખી શકે તેમ નથી. પારણે સુતું કે બોલતાં શીખતું બાળક કે શ્રમ હરવા બીડી પીતો હરિજન, કલ્પનાના મનોરાજ્યમાં સ્વૈરવિહાર કરી શકે છે.

કવિ અને લેખક સામાન્ય કલ્પનાને અવ્યવહારૂ રૂપ આપ-નારા મનાય છે. એમના નિવેદનમાં વાસ્તવિક સત્ય હોય છે જ. ઘણીવાર કલ્પના સાચા સ્વરૂપે ભિન્ન કક્ષાનું સત્ય રજુ કરે છે. કલ્પ-નાના માર્યા કેટલાક ભાવિ ભયે બેવડો માર ખાય છે ત્યારે કેટ-લીક વાર કલ્પના સાચો રાહ દર્શાવનાર દેવદૂતસમ નીવડે છે.

સારા કહેવડાવવાની, શ્રીમંત થઇ રંગરાગ ખેલવાની, સત્તાથી જગને અંગુઠા નીચે રાખવાની અને સ્વતંત્ર, સ્વછંદી બનવાની કલ્પના તો ઘણા સેવતા હોય છે જ. એ કલ્પનાનો લાભ લઇ સ્વાર્થ સાધનાર ધૂર્તોની ચાલબાજીની કલ્પના પણ અજબ હોય છે. કલ્પના જન્મ, જીવન અને નાશનું કારણ સહજ બને છે. મ્હારા એક ધૂની બિરાદર ખજુરને વંદો કલ્પીને ખાતાં ઉલટી કરે છે! વળી એક કલ્પનાવશ વનિતાને કોઇ સારો પ્રસંગ સાંભળી માઠા બનાવની આગાહીથી 'હીસ્ટીરીઆ' આવી જાય છે.

ભકિત, નિરાશા, નિંદા અને સ્મિતહાસ્ય એ કલ્પનાજન્ય ભાવ છે. કલ્પના સંબંધી જેટલી કલ્પના દોડાવીએ તેટલી ઓછી છે, પણ વ્યવહારૂ મોટેરાઓ માને છે કે કલ્પનાનું જીવન ભાગ્યેજ સાચું હોય છે, એટલે કલ્પનાભીરૂ થઇને આજે તો વિરમુંછું.

# ટૈં

ટૈં સ્વવાચક 'હું' શબ્દ માફક એ એકાક્ષરી શબ્દ આપણા જીવનમાં અનેક રૂપે ઓતપ્રોત થયેલો હોય છે જ. માણસે દરરોજ નિદ્રાના ઘરનું સેવન કરતાં પહેલાં સ્વકૃત્યનું વિહંગાવલોકન કરવું ઘટેછે, અને એમાં એને 'ટૈં' થઈ જવાના, થાકી લોથપોથ થવાના દિનરેનમાં અનેક ઘણા દાખલા મળવાના જ. મોટે મળસ્કે જાગીને દૂધવાળા કે રોમશત્રુ–બાર્બર શંકરની રાહ જોતા આપણે 'ટૈં' ઘણી વાર નથી થતા? દર રવિવાર—રજાવારે છાપું વાંચી દેશની સપ્તાહની પ્રવૃતિના જાણકાર થવાની ઇચ્છા હોય, તે વખતે છાપાવાળો ૬ ને બદલે ૯ વાગે આવે અને એ વખતે પણ ફુરસદીયો પાડોશી આપણી પાસેથી પહેલા કે છટ્ઠા પાનાનો ભાગ પડાવે, ત્યારે આપણે મનમાં "આ...જોને" વિચારતાં "ટૈં" થઇ જઇએ છીએ.

આપણા ધંધાના ક્ષેત્રે પહોંચવા નક્કી કરેલા સમયે નીકળીએ તે વખતે કોઇ સંપેતરાનો પત્ર ટપાલી આપી જાય, તેનો ભાર મગજ ઉપરથી કાઢવા વિચારતા જતા હોઇએ, ત્યારે આપણાથી વધારે ઉતાવળ હોય એમ 'ભોં...ભોં' કરતી મોતગાડી આપણો માર્ગ રૂંધી આપણને વિલંબ કરાવે ત્યારે, દશાના રંગના વિચાર ચક્રમણે 'ટૈં' બની જવાય છે. ગમે એટલું બુદ્ધિભર્યું આપણું કામ ફક્ત પૈસાના ગુમાનવાળા આપણા પગાર આપનાર ધનકુબેર અવ્યવહારૂ મનાવવાની જીદ પકડે, ત્યારે 'શ્રી અને ધિ' વચ્ચેનો એ ગજગ્રાહ આપણા સ્નાયુઓને 'ટૈં' કરી નાંખે જ!

કસર કરી આપણે અંદાજ પ્રમાણે મહિનાના છેલ્લા દિવસો પસાર કરતા હોઇએ ત્યાં તે સમયે 'શ્વજન' સમ લાગે એવા

'સ્વજન' શોખ માટે ઉધાર રકમ લેવા આવે, અથવા વૈદ્ય કે ડોકટરને 'શકલ' કમાણીમાંથી 'સકલ' અર્ધ્ય આપવાનું બની જાય, ત્યારે એ બે અનિવાર્ય સંજોગો આપણી ધીરજને 'ટે'' કરી નાંખે છે. કોઇનું બુરૂં ન કરવાની અહિંસાવૃત્તિ રાખવા છતાં આપણા માર્ગમાં 'મોંમાં આંગળી ઘાલી' બોલાવનાર કોઇ ટીકાખોર પત્થરો મૂકે ત્યારે મૌન સેવી કાર્ય સાધવામાં, દેહનો નિચોડ કરવામાં ખરે-ખરા 'ટે'' બની જવાય છે.

કોઇ પણ પ્રકારે વૃદ્ધ વ્યકિતની આમન્યા જાળવવા માટે આપણા મંતવ્યને દાબી રાખવામાં લાગણીસ્થાન હૃદય 'ટે'' થઇ જાય છે.

કલ્પનાવાજીએ જોડાયલા મનોયાનમાં વિહરતાં, યુવાની પસાર કરતાં, વ્યાહવારિક કટુ સત્યો પ્રત્યક્ષ પડતાં, વિચારસ્થાન મન પણ 'ટે'' થઇ જઇ શૂન્યરૂપ થાય છે.

હું, તું અને તેની ગણત્રીમાં જ્યારે 'હું' ને છેલ્લા પદે મુકવાની વાત થાય, અને એમાં પણ સ્વાર્થ ગણાય, ત્યારે જગન્યાય નીરખતાં 'ટે'' બની જવાય છે.

આવકનાં દ્વાર અર્ધખુલ્લાં હોય અને જાવકનો દરવાજો એકદમ ઉઘાડો હોય, ત્યારે જમે ઉધારના આંકડા મેળવતાં 'માં દેહિ'ની ભિક્ષાવૃતિમાં નકાર અનુભવાવતી યાચકદશા આપણને 'ટે'' કરવામાં ક્રૂર આનંદ માણે છે. સાઠમે વર્ષે પણ આઠ કલાક તનમનથી ધન કમાવાની જરૂર રહે છે, ત્યારે જીવનનો થાક એ બિચારા ભોગને 'ટે'' બનાવી દે છે. ડિમ્ ડિમ્ દ્વારા થતી અપાત્રે પૂજા, મૌન રાખનાર લાયકને અપમાન થાય ત્યારે જગતનો અવળચંડો ન્યાય સુજ્ઞને 'ટે'' કરવામાં સફળ થાય છે. 'કસાઈ ને ઘેર કુશળ અને ધર્મીને ઘેર ધાડ,' એ દુન્યવી કે દૈવી દૃષ્ટાંત ધાર્મિક ધૈર્યશીલને પણ 'ટે'' બનાવે છે.

રોગ વખતે વ્યાધિ, ભોગને અંતે ઉપાધિ અને ઋણને લીધે આધિ ભલભલા સંગદિલને પણ 'ટૅ' કરી નાંખે છે.

વ્યવહારમાં વટ રાખવા જતાં પોતાનાંજ મુશ્કેલીઓ ઉભી કરે ત્યારે તેના કોયડાની આંટીઘૂંટી ઉકેલતાં ભલભલા મુત્સદ્દી પણ 'ટૅ" થાય છે.

વ્યસન, ધન અને સત્તાના મદનો અતિરેક પણ તેના પંજામાં આવેલી વ્યકિતને સ્વમાત્રાથી 'ટૅ' રાખે છે.

જ્યારે આપણે સરળ રહી સીધે માર્ગે જીવનવન કાપતા હોઈએ ત્યારે 'બેબી કે બાબો' 'ટૅ—એ—એ'કારથી આપણા કાન ના પડદા ધમધમાવે ત્યારે ' બળ્યો આ સંસાર' બબડતા આપણે 'ટૅ' થઈ જઈએ છીએજ..

નાટકનો નટરાજ સ્વપાત્રના ધિકકારે 'ટૅ" હોય છે. શિક્ષક અને શિષ્ય સ્વજ્ઞાને 'ટૅ' બને છે. ફરજ બજાવતો અમલદાર સ્વ સત્તાથી 'ટૅ' બને છે. મુગ્ધા સ્વસૌંદર્યે અને યુવક સ્વપૌરૂષે 'ટૅ' થવાના કોડ સેવે છે. કથાકાર, પૂજારી, વેપારી, વૈદ્ય, વકીલ, મુત્સદ્દી વાહન હાંકનાર, ખેલાડી, પત્રકાર, આશ્રયદાતા અને ઈતર જનો સ્વરાગે 'ટૅ' રહેવામાંજ ધન્ય જીવન સમજે છે.

'ટૅ" થવા કરતાં પરને—અન્યને 'ટૅ" કરવાની કલા સર્વસાધ્ય આપકળા છે. કથન કે વર્તનથી ઉલ્ટો ક્રમ યોજે, એટલે ભલભલા માનવી 'ટૅ" થઇ જાયજ. ટૅ થતાં પહેલાં અને થયા પછી શ્લાઘા એ માત્રા રૂપ મનાય છે. વખાણથી અનેક 'ટૅ" થવામાં કૃત કૃતમાન છે અને બદલાની—ફકત ઉપકાર શબ્દની આશા સિવાય 'ટૅ' થઇ જાય છે જ ! ટૅંટા કદાપિ 'ટૅ' થતા નથી, રાંટામાં 'ટૅ" થવાની કુનેહ નથી; ફકત 'હરિનો મારગ છે શૂરાનો સમજનાર સાહમૂર્તિજ 'ટૅ" થાય એવા તરવરિયા હોય છે.

'ટે" થવું એમાં પાપ નથી. ફક્ત પરના ભલા માટે, રાષ્ટ્રની સેવા માટે અથવા ધ્યેયની પ્રાપ્તિ માટે, વ્યસને નહિ. પણ કાર્યે 'ટે'' થવું એ સાચા ' સમરાંગણુના ચંદન ' ચોળવા બરાબર છે. અકકલે ' ટીગું ' ' કે વાને ' વ્હેંતિયા ' કદાપિ ' ટે' ' થવાની યોગ્યતા રાખતા નથી. તનમને વિરાટ સ્વરૂપ વિશ્વવંદ્ય વિભૂતિજ ' ટે' ' થવામાં અનામિકાએ સ્થાન યોગ્ય હોય છે.

'ટે" થવામાં ફાયદો એ છે કે ધ્યેય સધાય, નવરા બેઠા વસ્તી ન વધારાય કે નખોદ ન કઢાય, પ્રમાદ ન રહે, સર્વને સેવા અર્પાય અને કાળક્ષેપ ન કરાય. અનર્થ એ મનાય છે કે શારીરિક ક્ષય કે બુદ્ધિનું અજીર્ણ થાય, વેવલાં વીણવાની ટેવ પડે, ટીકાખોર બનાય, ચીઢીઆને કજીયાપ્રિય નીવડાય અને સર્વ પ્રકારે નુકશાન યોગ થાય ! આ એકાક્ષરી પદ માટે થોડું લખ્યે વધુ વાંચવામાં સારૂં છે કેમકે એ વાંચતા કોઇ 'ટે" થઈ જઇ, લખનાર માટે મત દર્શાવે કે લેખકે આ લેખ લખવામાં સર્વ રીતે 'ટે" થઇ જવામાં ટક્કર ઝીલી લાગે છે.

લેખક એવી ટીકાથી ' ટે' ' બને તેમ નથી કેમકે એ તો સૂર્ય જેમ અસ્તોદયથી ' ટે' ' થયા વગર ભર્ગ આપે જાય છે તેમ મહાજન રૂપ ધરી માને છે કે :—

**" ઉગે છે સવિતા તામ્ર, તામ્ર રૂપ જ આથમે;**
**સંપદમાં ને વિપદમાં એ, મહાન્તો એક રૂપ છે."**

**અસ્તુ**

# તેજોવટ

કો' અયોગ્ય વ્યક્તિ પોતાના કરતાં વિશિષ્ટ સજ્જન પાસે ફક્ત આડંબરથી, પોતાના ધારેલા એકડા ઉપર મીંડાં ચઢાવી જાય છે ત્યારે એ ક્રિયાને તેજોવટ નામે ઓળખી શકાય છે.

તેજોવટથી ત્રિભુવનમાં તંત્ર ચલાવી શકે-સ્વ અર્થ સાધી શકે એવા ગમવાળાં સાહસિકોનો આ અવનીમાં અભાવ નથી.

શેરબજારની તેજીમંદીમાં રમતો ખેલાડી, મકાનો પર બે ત્રણ વાર નાણાં ઉથરાવતો સટોડીઓ, ફેંકાફેંકીથી ફેશનેબલ ગણાતો બડો પંતુજી, શબ્દની સાકર પીરસણથી રાજાપ્રજાને પ્રિય રહી સ્વ મિલ્કત વધારનો મુત્સદ્દી અને મોરીપીંછની સમશેરને તીખા લોહની અસિ કલ્પાવતો વીર ફક્ત એક જ અમોઘાસ્ત્રથી જીત મેળવે છે ! તે...જો...વ...ટ !

તેજોવટ ? તું આલમમાં અણુછતો રહી, અજાયબી, પોકરાવે છે. માસિક દસના દરમાયાનો સિપાઇ વાર્ષિક દસહજાર લાખની આવકવાળા નાણાવટીને તેજોવટને લીધે જ પાઘડી ઉતરાવી શકે શકે છે !

છ ફીટ દસ ઇંચ ઉંચા સુબેદાર કાદમ, ઘરકી બીબી મરીયમ-જે ફક્ત સાડા ત્રણ 'ફીટ' ઉંચી હોય છે, તેના આગળ નમી, 'મૈં તેરી ગૌંઆં' બની જાય છે. ઓરત જાતનો એ તેજોવટ !

'એક કતલ અને એક ખૂન' કરનાર ફીરપાણુ અને તમંચા ધારી શીખ, વામનસ્વરૂપ મદ્રાસી ન્યાયધીશ આગળ નીચે મુખે ઉભો છે, એ પણ સત્તાનો તેજોવટ! જાગીરના માલિક દેશી રાજવી, પોતે પાંચ પાંચ રાખી શકે એવા, એક ગોરા અફસર આગળ-'સલામાલેકુમ' બની જાય છે. ઇ—બાપૂ—તેજોવટ!

વાળમાં લીખ હોય, દાઢીમાં જુ હોય, મોંમા બત્રિસીનો અભાવ હોય અને વ્યસનથી જ રકત રહેતાં નેત્રવાળા એદી સાધુને—મદનમૂર્તિ કલ્પી—સ્વ જોબન અને મિલ્કત સોંપનાર—સ્વૈરવિહારી વિધવા, એ સાધુરામના તેજોવટને વશ થાય છે. સાત સાત પેઢી નોકર રાખનાર. 'સમાફેરાના પલ્ટાને અધીન બની' પોતાના ઠાકર આગળ ચાકર સ્વરૂપ બને છે, એ નૂતન શેઠનો તેજોવટ જ!

સ્વકામના લગ્નસ્નેહ લાયક વર ઉમેદવારોને અવગણી, ફકત સ્નેહલગ્નની સોનેરી જાળમાં ફસાઇ, 'લગ્ને લગ્ને કુંવારા' સ્વરૂપ ધરવા જનાર સુધારાકાંક્ષિણીઓ તેજોવટની જ દાસી બને છે.

તેજોવટના ફાયદા અને નુકસાન ઘણાં છે. મિતાક્ષરીમાં તે ગણાવીયે તો :—

લાભ:—(૧) કાર્યસાધના (૨) અંકુશ (૩) પ્રતિષ્ઠા જાળવવી (૪) અને અર્થલાભ.

અલાભ:—(અ) અયોગ્યને અદકું માન (બ) દંભ (ક) મિથ્યા ગૌરવ (ડ) અનાચાર (ઇ) નુકશાન (ફ) અત્યાચારી સંઘબળ (ગ) કૃતઘ્નતા (હ) અને વિવેકભ્રષ્ટપણું.

તો પણ તેજોવટ સર્વ સ્થાને સાર્વભૌમ સત્તા ભોગવે છે.

તેજોદ્વેષ તેજોવટનો વધ કરવા તત્પર બને છે—બલકે સફળ પણ થાય છે, પણ એ ઉપાસક વ્યકિત પુનઃ તેજોવટ ધારણા કરતાં નવે જન્મે પણ ચિરંજીવી રહે છે.

---

# સંજ્ઞા

નામકરણ અને તખલ્લૂસ માફક સંજ્ઞા એ માનવજીવનનું પરોક્ષ અંગ બની રહે છે. ભાષાની ઉત્પત્તિ પહેલાં તેનું મૂક સ્વરૂપ હતું, હવે તે વાચિક-દાર્શનિક દશાએ જીવીને ઘણા ભાવ સમજાવી શકે છે.

સંજ્ઞા-એ વ્યક્તિનું પ્રજાપ્રિયપણું કે લોકરોષનું માપ દર્શાવતું પારાયંત્ર-પારાશીશી જેવું-સાધન છે. મામલતદારના પટાવાળાને 'મામલતદાર સા'બ' કહે એ સંબોધન કરતાં એમ બોલનારના સંજોગ ઉપર આધાર રાખે છે. પાણી પાનાર મહારાજને 'પાણીઆરાના મુન્શી' કહે એમાં પણ પ્રશસ્યોક્તિ કે વિક્રોકિતનો ભાવ છે. નાટકનો નટ, બજારનો વેપારી, શેરીનાં આકર્ષણ રૂપ કિશોર અને આધુનિક શિક્ષક, આવા સંજ્ઞાશાસ્ત્રનો ભોગ બની જાય છે. જયશંકર 'સુંદરી' રંગીલદાસ 'ખેલાડી' ઝવેર 'ઝઘડાખોર' અને પ્રાણુલાલ 'પંતુજી' એ આવાજ અર્થના સૂચક છે. વધારે વપરાતા ઘસાયલા સીક્કા માફક આખરે નામ નીકળી જાય છે, અને સંજ્ઞા-છાપ-'કાલબુટ,' 'કર્કશા,' 'ચાંપલો,' 'ખટપટી,' 'વાયડો,' અને 'વેદીઓ' રહી જઈ લીસોટા હોવા છતાં મૂળની ઓળખાણ-સ્નેહભાવે કે વૈરભાવે-આપે છે!

સંજ્ઞાથી તેના ભોગ થઈ પડેલી વ્યક્તિની આબરૂ વધારવાનો કે ઘટાડવાનો, તે અર્પણ કરનાર 'ગામફોઈ' ઓનો હેતુ હોય છે. ઘણીવાર આ હેતુ અફળ જાય છે, કેમકે ઘણા તેવી સંજ્ઞાને 'રાસભ રાગ' કે 'શ્વાનસંગીત' ગણી તેના તરફ મૂકભાવે બેદરકારી

બતાવે છે, અને કેટલીક વખત તે ચીઢનું કે પ્રશંસાનું રૂપ સ્વીકારાય છે પણ ખરૂં.

ઘણીવાર ઉપનામજ 'સંજ્ઞા' રૂપે રહી જાય છે, અને જ્યારે મળતાં નામની મુશીબત હોય છે, ત્યારે આ સંજ્ઞા ઘણી જ માર્ગદર્શક બને છે. એકજ સંસ્થા કે શેરીમાં એકજ નામની બે ત્રણ વ્યક્તિઓ હોય તો સંજ્ઞાથીજ તેમને ઓળખી શકાય છે. જેમકે મણિલાલ 'રાજા' મણિલાલ 'તોતડા' મણીલાલ 'માથાફરેલ' વગેરે.

ઘણીવાર સંજ્ઞા મા કે બાપના નામ જોડે જોડાય છે. અને તેવે સમયે તેજ નામ તે વ્યકિતનો પરિચય કરાવી શકે છે. 'નાનાભાઈ' ની કમલા, 'શશી' ની કમલા, 'રામુભાઈ' ની કમલા, ઇત્યાદિ. કેટલીક વાર આમાં પતિનાં નામ કે પુત્રનાં નામ પણ ઓળખાવવાનો ભાગ ભજવે છે. 'મથુરાદાસ' ની નવી, 'મધુની બા' 'મણીયાની મા' વગેરે. સ્થાન પણ સંજ્ઞાનું વિશેષણ બની જાય છે, કેમકે વ્યકિત દેહ કરતાં જગ્યાથીજ વધારે ઓળખાય. 'સુરતીલાલા' 'અમદાવાદી હોલ બુટ–ઉઘાડ પગો' 'ડાકોરનો ગોર' 'ચરોતરીઓ અમીન' અને 'મુંબઇના મહેમાન' એ આ વર્ગમાં આવી જાય છે. કેટલીક વાર સંજ્ઞા, માન પ્રેમ અર્પે છે. જેમકે 'કાકા કાલેલકર' 'મામા વરેરકર' 'બાપુજી'. સંપ્રદાય પણ સંજ્ઞા વાચક બને છે, અને તેમાં પ્રશંસા કરતાં ઘણીવાર ઘૃણાની અસર વધારે પ્રમાણમાં હોય છે. 'લાલા ભગત' મહમદ મુલ્લાં' 'અરદેશર અગીયારીવાલો' 'સકરચંદ પાંજરાપોળવાળો' 'સુધારામ કબીરપંથી' અને 'ત્રંબક ટીલીઓ' એ એવાં સંજ્ઞાસૂચક છે.

સંજ્ઞામોહ ઘણીવાર યોગ્ય કે અયોગ્ય ઉપાધિએ યાચકને રીઝવે છે. 'ઉસ્તાદ' 'પહેલવાન' 'તાનસેન' 'ચોખલીયા' 'કાકા' 'માસીબા' 'દાદા' 'પંડિતજી' 'તંત્રીરાજ' 'નામદાર' 'હજુર' 'પ્રાજ્ઞ' અને 'સાહેબ' શબ્દ જ્યારે સ્થાને કે અસ્થાને વપરાય છે,

ત્યારે હૃદયના મૂલાયમ ભાગને ગદ્દગદીયાંથી ગલગલિયાં આણે છે. કેટલીકવાર 'દેવનાંપ્રિય,' 'રાસભ ધર્મપત્ની,' 'શ્યાલક' 'મોટા ભાઈ,' 'ચક્રમ,' મૂર્ખ, શીરોમણી,' 'ચીનો' 'કોલસાની ગુણ' એ સાંભળનારને સંમોહ પમાડે છે. આવી વખતે સંજ્ઞા માહાત્મ્યને બદલે દૌરાત્મ્ય અર્પે છે.

'નામે નાયક ન થવાય' અને 'નામ તેનો નાશ છે,' એ સૂત્રો સંજ્ઞાને લાગુ પાડીએ તો કવિ દલપતરામની પંક્તિને અનુકાવ્યમાં મૂકી કહી શકીએ કેઃ—

શું જોવી સંજ્ઞા ખરે, એ ન હોય નવાઇ,<br>
નામ ખરે સાર્થક કરે, એજ ખરી મરદાઈ!



# વાર્તા-વા

**ત**નને જેમ રતવા, **સં**ધીવા કે હુડકવા હેરાન કરે છે, મનને જેમ **ભ્ર**મણા ભડકેલું રાખે છે, યુવાન નર-માદાને **પ**રણવા કોડ કરે છે, તેમ જનમંડળને લાગુ પડેલો સાંપ્રત રાજરોગ **વાર્તા-વા** છે !

ઇ. સ. પૂર્વે ૨૦૦૦ માં આ **વાર્તા-વા** ઇરાન, મેકસીકો, જર્મની અને ઇજીપ્તમાં વસતા આર્યટોળીના બડદાદા-આગેવાનોને લાગુ પડયો હતો, અને તે માટે પોતાના અધિકારી તંત્રમાં વાર્તાનવેશ ભાટ ( Bard ) ને ફક્ત જીભડી હલાવી, અભિનય સાથે વાર્તા કહેવા ખાસ રાખતા. એ લોકો શાંતિ સમયે કે રણસંગ્રામે પોતાની કંઠસ્થ ખરી ખોટી વાર્તાથી આશ્રયદાતા અને અનુયાયીઓને **વાર્તા-વા** ના જખમ ઉપર રસિક વર્ણન રૂપી માત્રાએ બહેલેલા દિલવાળા રાખતા ! સહરાના રણના સીમૂમ-ઝેરીવા-માફક-**વાર્તા-વા** દેશ પરથી દરેક ખંડમાં-એશીઆ, યુરોપ, આફ્રિકામાં ફેલાઇ ગયો. ત્યાંથી સરતો સરતો એ **વાર્તા-વા** આપણા આર્યાવર્તમાં આવ્યો. અને પંજાબમાં વસનાર આર્ય ટોળીઓએ વેદ, પુરાણ અને એવા ધાર્મિક ગ્રંથોમાં **વાર્તા-વા** ને વાવા દીધો. એ વાઇ, વહી અને વવાઇ ગયેલો **વાર્તા-વા** હિંદુ સમય, મોગલ સમય, મરાઠા કાલ, અને આંગ્લ વખતમાં પુસ્તક, પત્રિકા કે સામયિક સ્વરૂપે જનગણમાં પ્રચાર પામતો ગયો.

**વાર્તા-વા** કેટલીક વાર મનને એટલો **રોચક** બની જાય છે કે જીવન સંસ્કાર છાપે છે, અને **રેચક** બની જાય છે તો કાતર-

કાયર સ્વભાવ બનાવી દે છે. શિવાજી, ગુરૂગોવિંદ, સિદ્ધરાજ વિગેરે ઐતિહાસિક વ્યક્તિઓ **વાર્તા-વા**નાં સફળ જ્વલંત પાત્રો છે.

સાંપ્રત સમયમાં તો છાપાં, ચોમાસાનાં અળસિયાં કે ઉનાળાની ઉધાઈ માફક-ઉભરાય છે, તેમ આ **વાર્તા-વા**ના પ્રચારક લેખક-લહીઆ પણ વધી પડયા છે. એવા શોખવાળા અવ્યવહારૂ **વાર્તા-વા**નાં વણઝાર વાહકો પ્રેમને નામે વિકાર, વિલાસ કે વપુવિનાશની, મૂંડીમંડિતોની ગમે તે પ્રકારે ખોદણી કરી, શ્રમજીવી વર્ગના વ્યસનનો ઢાંકપીછોડો કરનારી, ચોરી-ખૂન-આપઘાત-લુંટના છદ્મ નીચે ગુન્હા પ્રવર્તાવનારી, કે શૃંગારને નામે બીભત્સ, વીરરસને નામે અંધ સાહસ ક્રિયાની વા કરૂણ રસને બદલે હાસ્યાસ્પદ વાર્તા-નવલિકા-કથની-આખ્યાયિકા-કથા-આત્મકથા-કે ગાથા નામે અણઘડ વાચકવૃંદ સમક્ષ ઈંદ્રવર્ણાના કટુસ્વાદના પણ આકર્ષક વર્ણના-ફળ માફક ગબડાવે છે !

આવી વાર્તા લખનાર કરતાં વાર્તા વાંચનાર ગ્રાહ્ય વસ્તુના શૂન્યાકારે ઘણું ગુમાવે છે. લખનાર તો ફક્ત મૂર્ખ, તરંગી કે વ્યોમવિહારી મનાય છે !

" તે કિશોર અને તે કન્યા અમુક સમયે અમુક સ્થળે પ્રેમમાં પડ્યાં. તે કમાતો નહોતો એટલે તેના જનકજનનીએ લગ્ન માટે ના કહી. તે ઘર છોડી ભાગી જઈ બાવો બન્યો, અને તે બીજાનો હાથ ઝાલતાં પહેલાં ગામના જળાશયમાં પડી સતી થઈ !" અથવા " મીલ માલિક કારીગરને બહુજ ઓછા પૈસા આપતો હતો. કારીગર દેવાદાર અને વ્યસની હોવાથી કંઈ બચાવી શકયો નહોતો. તેનું બાળક અભણ બૈરીની અફળ માવજતે માંદુ હોવાથી મરણ પામ્યું, અને બૈરી ધણીના ત્રાસે આપઘાત કરી મરી ગઈ. અને આ સર્વનો બદલો લેવા પેલા કારીગરે શેઠને છાનોમાનો ફટકો મારી ખૂન કર્યું. અને જીંદગીના બાકીના દીવસો પુરા કરવા સરકારે એને કાળાપાણી મોકલ્યો. ખ-લા-સ." આવી વાર્તા ફેલાવતો **વાર્તા-વા** જીવનમાં

આશા, પ્રેરણા, તર્ક કે ઉલ્લાસ ક્યાંથી આણી શકે ? એ તો એમ જ સમજાવે કે " પરદેશી સજ્જન ! હિંદુઓ ગાળે છે જીવન ક્લેશમાં. "

નાટક સીનેમા કે દેશભક્તિમાં બેહદ રાચનાર માફક આ બેહુદા **વાર્તા–વા**ના ભોગ બનનાર પોતાનાં આદર્શ પાત્રો જીવનમાં શોધે છે, પણ અડધી કે આખી જીંદગી વેડફાઈ જવા છતાં તેમને નથી મળતાં કાક, મુંજાલ, મંજરી, કુમુદ, સરસ્વતીચંદ્ર, અહુણ, ગ્રામ-લક્ષ્મી–કુસુમ કે બંડખોર કુસુમ. તેમને મળેલાં જીવનસાથીને કેળવી લેવાને બદલે એ મૃગજળ–વાંચ્છુઓ જીવનનો કચવાટે અને અસંતોષે ઘસરડો કર્યે જાય છે. અત્યારે તો છાપામાં ટુંકી ટચ કે લાંબી લચાક કે બન્ને જાતની વાર્તાઓ છપાયે જાય છે. તે વાંચવાની આ જીવનવિગ્રહના સમયમાં ભાગ્યે જ ફુરસદ હોય છે, તો તે સમજી જીવનમાં પચાવી અપનાવી લેવાની તો વાત જ શી ? ક્ષણભર એ વાર્તા તેમના મન હૃદયને હચમચાવતી **વાર્તા–વા**નો ઉન્માદ ઉદ્‌ભવે છે. સેંકડે નવ્વાણું વાર્તા તો કિશોર કિશોરી માટે પણ અપરિપકવ હોય છે, અને એક ટકો ઉપદેશાત્મક હોય તો રસહીન બની ગઈ હોય છે. આપણા સાહિત્યમાં ક્યાં છે જીવનની લીલી બાજુ દર્શાવતી, પરિણીત જીવન પછીની વ્યાવહારિક દિશા સૂચવતી, જીવનના ચણતર માટે પ્રેરણાના પિયૂષ પાનારી, કે આત્મા ઓળખાવી ' દિલભર દિલ ' દર્શાવનારી, સાદી સરળ ભાષામાં લખાયલી નવલ–વાર્તાઓ ? અત્યારે તો **વાર્તા–વા**ના વૈદ્યો મેસ્ત્રીગીરી કે ફડકેગીરી કરી પરદેશી સાહિ-ત્યમાંથી તફડંચી કરી પોતાની ભાષાનો ઓપ આપી **મૌલિક** છાપ લગાવી વાર્તા વ્યાપાર કરે છે !

વળી જુનવાણીના થર નીચે દબાયલા " કાળા હીરા " જેવા તંત્રીરાજો પોતાના ' હું, બાવા, ને મંગળદાસ ' નાં વ્યક્તિપૂજને સારા–દિશાફેર કરી–વાર્તા લખનારને કાચા, દમવગરના ગણી ઉત્તેજન ક્યાં આપે છે ?

ગૂજરાતી જનતા 'દ્વિરેફ' 'ધૂમકેતુ,' 'નારદ' મુન્શી-દંપતી, રમણલાલ દેસાઇ, યજ્ઞેશ શુકલ, મેઘાણી, અખંડાનંદ, 'સ્નેહરશ્મિ' કે સોપાન જેવા સિદ્ધહસ્ત વાર્તા લેખકોને પણ જીવનમાં નિવૃત્ત થાય એટલા પુરસ્કારનું ઉત્તેજન ક્યાં આપે છે? આપણા વાંચકો તો મફત–ફોગટ **વાર્તા–વા** સેવે છે! તો પછી ઉપરોક્ત અન્યાય પામેલા લેખક વૃંદમાં વધારો કરવા કે અગડં બગડં માળખું તૈયાર કરી **વાર્તા–વા**નું શરણ લઇ હું તો એ લેખન અત્રેથી જ મૂકી દઉં છું. પૂ...ર્ણ...વિ...રા...મ.



# મૌનનું મૂલ અમૂલ

**પ્રકૃતિ** તરફ **પુરૂષ** નજર કરશે, તેનો સુક્ષ્મ અભ્યાસ કરશે, તેનું અનુકરણ કરશે, તો તેને એક **ગુરૂમંત્ર** આપોઆપ મળશે જ કે **"મૌનનું મૂલ અમૂલ."**

પ્રકાશ આપનારા **મિત્ર** અને **મૃગલાંછન**–સૂર્ય શશી–નેત્રની સેવા કરતાં, કલરવ નાદે કર્ણપ્રિય સંગીત રજુ કરતો જળ-ધોધ, મિષ્ટ સ્વાદે રસનાને તૃપ્ત કરનાર રસાળ નારિકેલ વિગેરે ફળો, સ્પર્શથી ગલગલિયાં કરાવનાર મૂલાયમ સિકતા, અને સર્વ ઈંદ્રિયના સંચાલક મનને તાઝગી આપનાર કુદરતી લીલો રંગ, પોતાની ફરજ વગર બોલ્યે નિયમીત બજાવી શીખવે છે કે, **"મૌનનું મૂલ અમૂલ."**

આપણે–મનુજ–થોડું કરી ઘણું બોલવાની ટેવવાળા હોઇએ છીએ. હીનોક્તિ કરતાં અતિશયોક્તિ આપણા જીવનમાં, આપણા સમાજમાં–આપણા હૈયે, હોઠે અને હાથે–પનોતી માફક ઓતપ્રોત થયેલી હોય છે. સજ્જન બોલતા નથી, પણ "મૌન સેવી કામ પૂર્ણ કરી બતાવે છે. આ સર્વ આપણને એજ બોધ આપે છે કે મૌનનું મૂલ અમૂલ !"

સાંપ્રત સમય જાહેરાતનો, જુઠ્ઠાણાંનો, પતરાજીનો કે બોલાસનો ગણાતો હોય, પણ એ તેવાના આશરે પેટની પીડ પોષનાર પેટુડો–મીઢડા માટે છે. જેને 'દૃષ્ટિ એવી સૃષ્ટિ' હોય તેને માટે

તો ફરજ બજાવી ફળ ઇશ્વરાધિન રાખીને મુદ્રાલેખ રાખવો ઘટે કે "મૌનનું મૂલ અમૂલ."

મતભેદ–જીવ્હાજોડી–સમજફેર વૈખરી વાણી અને હાથચાલાકીનું મૂળ શોધીશું તો, ઓછું આદરી અદકું તોળાવવાની ગણાવવાની માનવીની મિથ્યાભિમાની રસમ જ છે, એમ હૃદયરૂપી અરીસો પ્રતિબિંબિત કર્યા વગર નહિ જ રહે. હરકતમાં બરકત માની આખા વિશ્વના ભલા માટે કામ કરી ગયેલા મહાજનોએ પોતાના માહાત્મ્યવાળા કામનાં ડિમ્‌ડિમ્‌નો નિનાદ કર્યો નથી. નદી વહે છે, પવન વાય છે, ઝાડ છાયા આપે છે, અને ચંદન ઘસાઇને ઠંડક આપે છે તે કદાપિ સ્વકૃતિનાં મૂલ્યાંકન કરવા કોઇને પણ કહે છે ? તો પછી માનવ એ પ્રકૃતિનું બાળ હોવાથી ન સમજે કે "મૌનનું મૂલ અમૂલ ?"

જીવનવિગ્રહમાં શાંતિની સુલેહ કોને ન ગમે ? શાંત વાતાવરણમાં જાર બાજરીનો રોટલો અને તાંદળજાની ભાજી શ્રમજીવીને મીઠાં લાગે છે, જ્યારે ઉપગ્રહમાં મિષ્ટાન્ન ફરસાણ ને ઉકાળા કે ચાહ ઉપર ધંધાનો શ્રમ ભૂલવા હાથ ચલાવતા ગ્રાહકોના મુખની રેખાઓ જોઇ છે ? ચાલુ ધાંધલે તેમની લાગણી બુઠ્ઠી બનાવી છે. શાંતિની શોધમાં નીકળેલા એ આરામપ્રિય આદમીઓને ગડબડાટભરી ધાંધલ કંટાળેલા બનાવે છે. પહેલા દાખલામાં ખાધું પચી લોહી થાય છે, બીજામાં અજીર્ણ–બાદીથી લોહીનો ઉકાળો–રકતનાં પાણી થાય છે. એવો ગ્રામીણ સદાસંતોષી હોવાથી તગડા જેવો રહી શાંતિથી જીવનનો સૈકો પસાર કરી શકે છે, જ્યારે પેલા નાગરિકો બુદ્ધિમાં સવાયા હોવા છતાં વિતંડાવાદે જીભ લંબાવી આયુષ્ય ટૂંકવી નાખે છે. તેમના હૃદય કે મનમાં પેલું સુવર્ણ વાકય સ્થાન પામી શકતું નથી કે "મૌનનું મૂલ અમૂલ"

આવા મૌનનું સેવન કરનારા દરેક સંપ્રદાયમાં અને દરેક પ્રજામાં થઇ ગયા છે. તેમની મૂગી સેવાનાં ફળ જનસમાજે

ભોગવ્યાં છે. તેઓએ થોડું--કે બીલકુલ બોલ્યા વિના ઘણું કાર્ય કરી બતાવ્યું છે. તેમની એવા મૌનભાવે લીધેલી વાણીની અસર ટકટક કરતી ઘડિયાળ કે વ્યક્તિથી વિરૂદ્ધ ચિરંજીવી રહી છે. બોલકણા ઘણીવાર કરેલા કૃત્ય પર પાણી ફેરવી નાખે છે. જેને ધર્મ અર્થ, કામ અને મોક્ષની ભૂમિકાથી આત્મા, દેહ અને સ્વતંત્ર દશાનું ધ્યેય સાધવું હોય તેણે સમજીને જીવનમાં અપનાવવું જોઈએ કે " મૌનનું મૂલ અમૂલ "

મૌન શબ્દ છે દ્વિઅક્ષરી, પણ તેની મહત્તા છે ત્રિલોકથી પર. મૌન ખોટી રીતે વપરાય તો ધૂર્ત-**છેતરવાની**-કલારૂપ બને, અને **સારી** રીતે ઉપયોગ કરાય તો "**અહં**"નો અભાવ દર્શાવી, ઇશ્વર પરાયણ કાર્ય પ્રણાલિકાનો ઉપયોગ કરાવી, " **પ્રભુ**થી સૌ કંઇ થાય છે " એવો પ્રભુવાદ સાર્થ કરાવી, **રિદ્ધિ-સિદ્ધિ** પ્રાપ્ત કરાવી સર્વને સમજાવે છે કે "**મૌનનું મૂલ અમૂલ.**"

અંતમાં, મૂગાને જ **વાણી**-વાણી જે **ભવિષ્યવેત્તાની** હોય છે, તે-સહજ લાધે છે. મૂકને **દૃષ્ટિ**-જે **દિવ્ય** અને **ત્રિલોકદર્શી** છે તે-કુદરતી રીતે મળે છે. મૂક-અજાન અને ધાકના નહિ-પણ **શક્તિશાલી મૂક** સમાજ સેવક સ્વ સાથે સમાજનું શ્રેયપ્રેય સાધી શકે છે, અને સુવર્ણસૂત્ર રૂપે કહીએ તો :

**મૌનનું મૂલ અમૂલ.**

# વિજયા

રજાના દિવસોમાં રાહત સાથે આનંદ ભોગવવા આવેલ અમારા સ્વજન પ્રસાદભાઇ હિંચકે ઝૂલતા હતા. અમારી મોટી પુત્રી નન્દાને તેની મા સુવિદ્યા ન્હાવા માટે કહેતી હતી. નન્દા ન્હાવા બેઠી તે વખતે મહેમાને તેના તરફ જોતાં તેના ઉદર ઉપરનું કાળું લાંછન–ચકામુ જોતાં કહ્યું: " નૂતનભાઇ, આ ચેલકીને આ લાખું હોય એમ લાગે છે. દિકરી નશીબદાર લાગે છે, હો ! "

સુવિદ્યાએ મારા તરફ જોઇ એક કરૂણ સ્મિત કર્યું. એ અર્થ ભર્યું ગંભીર સ્મિત, મૌન–સંમતિસૂચક સમજી મ્હેં જવાબ આપ્યો. " પ્રસાદભાઇ, એ લાખું નથી; જો બારીકાઇથી જોશો તો જણાશે કે એ બિલાડીના શરીરના કેટલાક ભાગ–માથું, પૂંછડી ને પગની–ઝાંખી રેખાઓ છે. એ રેખાકૃતિ પાછળ અનુભવની કરૂણ કથની છે. આજ દશ વર્ષથી એ ચિન્હ, અમને ભીષણ યાદી સાથે ભયંકર આગાહી આપી, ભગ્નહૃદયનાં બનાવે છે. " મ્હારા અવાજમાં સહજ દર્દ અને અનુકંપાના ભાવભર્યા સૂર પૂરાયા. " કેમ, સાંભળવી છે એ કથા ? " મ્હેં પુનઃ પૂછ્યું. પ્રસાદભાઇએ સંજ્ઞાથી જ સંમતિ દર્શાવી.

" સંવત્ ૧૯××ની વસંત પંચમીએ સુવિદ્યા સાથે મ્હારાં લગ્ન થયા બાદ અમે દંપતી સમાનવયનાં, પ્રવાસશોખીન અને ગુણનાં કજોડા વિનાનાં હોવાને લીધે પર્યટન માટે નીકળી પડ્યાં. અમારા સ્વજનનો સહકાર અને પ્રોત્સાહન હોવાથીજ એ પગલું અમારાથી લઇ શકાયું. મુંબાઇ, પૂના, નાશિક, ઉજ્જન, કાશી, કલકત્તા, મથુરા અને દિલ્હીની

મુલાકાત લઇ અમે હરદ્વાર જવા નીકળ્યાં. માર્ગમાં કાચા અનુભવે અતિ સ્નેહને લીધે મતભેદ પડતાં, અમારે મનામણા રીસામણાનાં પ્રસંગો ક્વચિત્ આવતા. આવા સમયે સમાધાન કરાવનાર કોઇક સોબતીની ઉણપ અમને ઉભયને જણાતી. અમારી જોડે એક ભૈયાજી પ્રવાસ માટે અને હરદ્વારની જાત્રાર્થે કાશીથી જોડાયા. ભૈયાજીનું નામ ચંદ્રક હતું. અને તે વિજયા-ભાંગ અને વાર્તાલાપના અઠંગ ઉપાસક હતા. વળી તે ભારે ટીખળી અને દિમાગી પણ હતા. પૂર્વાપર સંબંધ વગર વારંવાર તે ગૂજરાતની શારીરિક કંગાલિયત, અને પોતાની પ્રચંડકાયનું અને સાહસિક વૃત્તિનું રસિક શૈલીમાં વર્ણન કરી સ્વકૃત આનંદ મેળવતા. મ્હને પ્રવાસનો સાથી અને સુવિદ્યાને પંથ કાપવાનું રમકડું મળી જતાં, અમારો માર્ગ સરળ રસિક અને સહકારવાળો બની ગયો.

દિલ્હીથી હરદ્વાર આવી, અમે બે દિવસ એક ધર્મશાળામાં પસાર કર્યાં. જોવા લાયક સ્થળો માટે પર્યટન કરતાં, ત્રીજે દિવસે પાંચેક માઇલ દૂર આવેલા એક દેશી રાજ્યના 'ત્રાસદુર્ગ'ને જોવાનો અમારી ત્રિપુટીએ ઠરાવ કર્યો. સુવિદ્યાએ રાત્રે ભાથા તરીકે ગોળ નાખેલી ભાખરી અને સંભારીયાં ટમેટાં બનાવી લીધાં. સ્હવાર પડતાં મ્હેં ભાથાનો ડબ્બો લઇ લીધો. ભૈયાજીએ ગંગાજળની સિરાઈ ઉંચકી અને અમે ત્રણે જણ ચાર વાગે પેલા જોવા લાયક સ્થાન તરફ જવા પગપાળાં નીકળી પડ્યાં.

લગભગ સ્હવારના છના અરસામાં તે દુર્ગની પાસે અમે ત્રણે આવી પહોંચ્યાં. સુવિદ્યા પ્રવાસ શ્રમે અને ભાવિ માતૃપદ મેળવવાની દશાએ સહેજ આરામ મેળવવા ઇચ્છતી હતી. અમે ત્રણે ચીડના ઝાડ નીચે બેઠાં. ઝાડ ઉપર ચિબરી બોલી અને પાસેના દુર્ગની ખંડિયેર દશાની દિવાલ નીચે ધુડ ધુડયું. ચંદ્રકે સહજ ઇંતેજારીથી તે દિવાલની પાળ પાસે જઇ નીચે જોયું. ખીણમાં એક રાની

બિલાડી પોતાના બચ્ચાને સ્વાનુકરણે ખેલાવી, તરાપ મારવાની અને શિકાર પકડવાની ચાલબાજીની તાલીમ આપતી હતી. બચ્ચું પણ પ્રભાતના ઉગતા રવિના તેજમાં પ્રફુલ્લિત બની ગેલમાં માની આસ-પાસ દોડાદોડી કરી રહ્યું હતું.

કોણ જાણે કેવી અશુભ પળે ચંદ્રક ભૈયાના મનમાં એક વિચાર આવ્યો. ખરે, તે વિચાર નહતો, પણ લાગણીવશ મનતરંગે ઉદ્‌ભવેલો વિકારજ હતો. તેણે માર્ગમાંથી એક લોઢી પત્થર લઇ અમને કહ્યું "નૂતન ભૈયા! સુવિદ્યા બ્હેન, આ તમાશો જોઇ લો. આ પથરો બિલાડીના બચ્ચા અને બિલાડી પાસે પડશે, એટલે એ બે જાણે મોટરના પૈડા નીચે આવી ગયાં હોય, એમ ચમકી "મ્યાં...ઉ, મા...આં ઉ" કરતાં કુદી દોડંદોડી કરશે. બડી રંગત આવશે!" અને અમે ના, હા કહીએ તે પહેલાં તો તેણે તે પશુ પર પથરો ફેંકતાં ફેંકી દીધો.

કુદરતના–ગુરૂત્વાકર્ષણે કે હવામાનના કાયદાથી કે ભાવિની ભૂલામણીથી તે પથ્થર ધારેલા સ્થળને બદલે બિલાડીના બચોલીઆની ખોપરી સોંસરો તેને કાચ માફક કડક કરતો તોડી–જમીન પર પડયો. સ્હેજ તરફડી બચ્ચું ક્ષણભરમાં ગતપ્રાણ થઈ ગયું. આ અકસ્માત જોઇ પેલી રાની બિલાડી, બચ્ચાની મા, તેના તરફ દોડી, તેને સુંઘ્યું અને સર્વ સમજતાં, ઉંચે જોઇ [વાઘની માસી માફક] પુંછડી વગેરે પાછળનો ભાગ ઉંચો કરી, આર્તનાદે "મ્યાંઉ" પોકારી જુસ્સાથી દિવાલ ઉપર આવી તરાપ મારી વિફરીને તે બિલાડીએ મારેલો કુદકો દિવાલ અને ખીણ વચ્ચેના અંતરને લીધે સફળ નીવડયો નહિં. શિશુઘાતક ચંદ્રક પર મીટ માંડેલી તેની પીળી આંખોના કાળા ડોળા, મોંસુઝણા–ઝાંખા પ્રકાશમાં વિજળીના ગોળા માફક ઝગમગી રહ્યા હતા. આ દૃશ્ય જોતાં મેં અને સુવિદ્યાએ ચંદ્રકને ચેતવણી આપી. પોતાના અકસ્માત સાહસથી છોભીલા પડેલા ચંદ્રકે ભાડુતી હિંમત અને દિમાગ એકઠાં કરી તાર સ્વરે કહ્યું; "બાબુજી, એમ જનાનાની

માફક અમે લોક ડરીએ નહિં. બિલાડી તો શું પણ ખુદ વાઘણુ આવે તોયે આ હાથે બે ફાડચ્યાં કરી નાખવાની મ્હારા તનમાં તાકાત છે !" આ કરૂણ બનાવને ભુલવા અમે આગળ વધવા માંડયું, અને થોડેક છેટે ગયા બાદ મેં ખીણમાં જોયું તો બિલાડી પોતાના બચ્ચાના શબને મોંમાં પકડી અમારી દિશામાં ખીણમાં દોડતી હતી. વળી આગળ વધ્યા બાદ સુવિદ્યાએ ફરી નજર કરી તો બિલાડીએ તે મરેલા બચ્ચાને એક સુકા પાંદડાના ઢગમાં દાટયું, અને પછી તે અલોપ થઇ ગઇ હોય એમ લાગ્યું. ચંદ્રક વિવર્ણ મુખે વિચારયાનમાં વિહરતો પગ ઢસડતો હતો. સ્હામે 'ત્રાસદુર્ગ' નો દરવાજો દેખાયો. પૃથ્વીના મહાદંડ જેવા નગાધિરાજ હિમાલયની એક ઉત્તુંગ ટેકરી ઉપર બંધાવેલો આ ગઢ, હાલ જીર્ણ દશામાં હોવા છતાં તેની સ્થાનભવ્યતાથી તેના નામને સાર્થ કરતો હતો. આ ત્રાસદુર્ગ આવા ઠંડકવાળા સ્થાને અત્યારની અવધિ માટે નિમાયોં હોવાથી, ઠંડીમાં ગરમી રૂપે વદતો વ્યાઘાતત બતાવતો હતો ! ત્યાંના રખવાળ–પગીએ પ્રેક્ષકનું આગમન અને એ આગમને બક્ષીસની આશાએ–અમને મોંઘેરા મ્હેમાન ગણી આવકાર આપ્યો. એની સગવડથી અમે પ્રભાતમાં લીલી ચ્હા નાંખી બનાવેલા "ડોઝ" અને ભૈયાજી રગડેલી વિજ્યા–લીલાગર મેળવી શકયા. અને એ નશાની ખુમારીએ તે ભૂતકાળ ભૂલી એને પર્વદિન ગણવા માંડયા ! વિસ્મૃતિ ઘણીવાર શાંતિ આપનાર અમૂલ્ય ઔષધ હોય છે અને પ્રિય પેયનો નશો ભૂલવાની માત્રા હોય છે. ત્યારબાદ પગીએ માર્ગદર્શક અને ઇતિહાસકાર દેવીપુત્રનું સ્થાન લઇ અમને ત્રણેને એ દુર્ગના દરેક ખૂણા અને ભૂતપૂર્વ રાજવીના બહારવટિયા–બંડખોર અને શકમંદને ત્રાસે તોબા પોકરાવી મિયાંની મિંદડી કે મરણશરણ બનાવનાર સાધનો બતાવ્યાં. શૂળી, ફાંસી, લાકડાના સ્ક્રુવાળો સંચો, તળવાના તાવડા, અંગ ઉપાંગો બાંધવાની મોટી શિલાઓ, તપાવીને આંખમાં ખોસવાના સળીઆ વગેરેએ માનવી પોતાના શિકાર તરફ હિંસક પશુ કરતાં પણ અધિક અત્યાચાર કરી

શકે તેની ખાત્રી આપી. રાંગ પરથી ખીણમાં ગબડાવી દેવાની બારી, ડોકાં મરડવાના ચિપીઆ, ફુગરાટવાળા ફણીદાર અને ભૂખ્યા કેસરીને વધ્ય માટે રાખવાની જગ્યાઓ 'રાજા કાળનું કારણ' યમરાજનું મૂર્તિમંત સ્વરૂપ બની શકે તે સૂત્ર સમજાવ્યું. આ સર્વ વેર, લોકેષણા, દામ અને સત્તાલોભ માટે જોઇ મને કમકમાં આવ્યાં; અને મૃત્યુ લોકમાં નારકી યાતનાની કલ્પના સાચી નીવડી દેખી સુવિદ્યા બેબાકળી બની ગઇ. ચંદ્રકના સંગદિલને એક પ્રકારનો હિંસક આનંદ અને દિમાગને ગૌરવની લાગણી થતી હોય એમ એના "વાહ, ભાઇ, વાહ!" વગેરે શબ્દથી જણાઇ આવતું હતું. પણ આ કાલિમાને કલંક ચઢાવે એવું છેલ્લું દશ્ય રોમાંચક હતું. લગભગ પચીસ હાથ ઉંચું અને આશરે આઠ હાથના ઘેરાવાવાળું સ્ત્રીનું લોહ-પુતળું, કરાળ, કાળની વિકાળ દાઢ માફક ખુલ્લા મ્હોંવાળું હતું. તેના અંબોડામાં સાંકળ પરોવી તેના એક કાનની ગરગડી-બનાવી ગોઠવેલી એક સાંકળની કડી તેની ડાબી બાજુ લટકતી હતી. પગીના કહેવાથી તે નારી-પ્રતિમાનું નામ 'વિજયા' હોવાનું અમે જાણ્યું. તે જોઇ અમને તો કાળભક્ષી હેડંબાની યાદ આવી, અને પૂતના માસી જેવી કર્મકરા જણાઇ. પેલી લોહકડી પગીએ ખેંચતાં તેનું મ્હોં સિડાઇ-બંધ થઇ ગયું. અને ખરૂરૂર્ અવાજ સાથે તેના બે બાજુના લોહ-પડદા ખસતાં તેનું ભયંકર ઉદર દેખાયું. અંદર જોતાં બે બાજુ ધારવાળા ભાલા ઉપર સકંજામાં લે તેવી ટુપી અને નીચે સોરે તેવી કરવત એ વિશાળ પેટમાં હતી. ઉપરથી લોલક માફક કામ કરે એવો હથોડો ગોઠવેલો હતો. આમ ચતુમુર્ખ ત્રાસે વિજયાના ઉદરમાં સમાધિસ્થાન પામનાર શકમંદ કે ગુન્હેગાર આ જીવનની આધિ, વ્યાધિ અને ઉપાધિથી પર થઇ જતો. ખેંચેલી સાંકળ મૂકી દે કે પેટ બંધ થતાં, મ્હોં ખુલે અને ઉદરમાં ભાલા, તરવાર, હથોડા અને ટુંપી એ ચારે જડ યંત્રો ચેતનવંતાં બની યંત્ર પર રાજ્ય કરનાર માનવીની કાળમુખની ખાત્રી આપે. તે વખતે વિજયાના મુખના દાંત કચડકચડ અવાજ

કરે, જેથી મરણ પામતા માનવીની પ્રાણપોક પણ ન સંભળાય. બુદ્ધિ વિમાર્ગે દોરવાય ત્યારે વ્યવસ્થિત ગુન્હો–જુલમ કરવા ષડ્યંત્ર રચાય. સુવિદ્યા અને હું આ કરામત જોતાં અવાક્ થઇ ગયાં અને ચંદ્રક ભૈયાજી પોતાની સાહસવૃત્તિનું પ્રદર્શન કરાવવા, પગીના હાથમાં 'ભેટ' તરીકે રૂપીઓ સરકાવી તે મૂર્તિના-વિજ્યાના ઉદરમાં બેસી ગયા. ચંદ્રક જેવા અજાજડ પણ હોય છે! દુનિયા તેથીજ દોરંગી કહેવાય છે!

લીલાગર, દિમાગ અને લોકૈષણાની લહેરમાં ચંદ્રકે ભાનસાન ગુમાવ્યાં હોય એમ પેલા પગીને સાંકળની કડી છોડવા કહેવા માંડયું. કીડી મરવાની થાય ત્યારે પાંખ પામે! અજબ અદ્દ્ભુત સાહસ કરી છાપામાં મોટે અક્ષરે નામ છપાવવાની ચંદ્રકને ચટપટી થઇ લાગી. પગીએ મેં અને સુવિદ્યાએ ચંદ્રકને ચંદ્રકપણું–પાગલપણું–છોડવા સમજાવ્યો. પણ......મુખ પરથી લાલી ઉડી જવાથી ફીક્કી પડી ગયેલી સુવિદ્યાએ એક કાળી ચીસ પાડી. પગીના પગ પાસે પેલી રાની બિલાડી વિફરેલી હિંસક દશામાં 'મ્યાં...ઉં' ઘુરકતી ઉભી હતી. ચંદ્રકની મોટાઇની વાસના જુદાજ રૂપાંતરમાં–ભયંકરપણે પુરી થવાની હોય એમ લાગ્યું. જાણે કે મૂષકમૃગયા કરતી હોય તેમ મિંદડીએ કૂદીને પગીના ચહેરા ઉપર તરાપ મારી. પગીની આંખ પાસેના ભાગમાંથી, બિલ્લીબાઇના નહોરના ઉઝરડાથી રક્તધારા દદડવા માંડી. પગીને આંખે રાતાંપીળાં દેખાયાં અને એવી સંદિગ્ધ–શૂન્યમનસ્ક દશામાં લોર–કડી તેના હાથમાંથી છટકી ગઇ. સુવિદ્યા "ઓ...રા...મ" કરતી બેભાન થઇ, અને હું તે પહેલાં તેને એ સ્થાનથી દૂર–દશ્ય નજરે ન પડે તેવા ઓતાડા ખૂણા પાસે–મૂકી આવ્યો. આવતાં મ્હેં જોયું તો પગીએ ખૂન દદડતે ચહેરે કડી પાછી ખેંચી લીધી હતી અને પેલી મૂર્તિ વિજ્યાના ખુલ્લા પેટમાં ભૈયાજી આંખના ડોળા ને જીભ બહાર નીકળી જઇ, માથાને છાતીના ભાગનો દાબથી રોટલો બની ગયેલાં અને ગળામાં લોખંડી ચુડ સાથે નિષ્ણાત બેઠા હતા!

દૃશ્ય ભયંકર અને રોમાંચક હતું, અને વધારામાં મરણ પામેલા ચંદ્રક ભૈયાના શબ ઉપર બિલાડી વિજયહર્ષમાં વૈરની તૃપ્તિથી કુદકા મારતી હતી. પગીએ એક લાઠી લાવી તે ઝીન્નાખોર ઘાતક વાઘની માસીને એકજ ઘાએ પુરી કરી. કોણ વધારે હિંસક પશુ કે માનવી ?

ભૈયાજીના છેલ્લા સંસ્કાર કરવા પગીને દસ રૂપિયાની નોટ આપી બ્હાર આવી, સુવિદ્યાને મોંએ પાણી છાંટી ભાનમાં લાવી, હું સીધો હરદ્વાર આવ્યો: અને પેલા બનાવ સંબંધી અમે ફરી ઉલ્લેખજ કર્યો નહિં.

નવેક માસ બાદ સુવિદ્યાએ આ બાલિકા નન્દાને જન્મ આપ્યો, ત્યારે તેના ઉદર ઉપરનાં આ ચિન્હોએ અમને પેલા બનાવની કરૂણ યાદી આપી. અમને ત્યારથી નન્દાના જીવને માટે.........

અને એકાએક કાન દઇ સાંભળતી નન્દા એક ચીસ પાડી બેભાન થઇ ગઇ. હું અને મહેમાન નન્દા પાસે દોડયા, અને સૂકા લાકડા માફક બની ગયેલી નન્દાને મ્હેં, સુવિદ્યાએ અને પ્રસાદભાઇએ પથારીમાં સુવાડી. પણ તે દિવસથી પથારીવશ થયેલી નન્દા ઉભી થઇજ નહિ.

દહાડે વિચારવશ હોય તેમ મૌન શૂન્યમનસ્ક દશામાં તે કંઇક તાકયા કરતી. ખોરાક ખાય નહિ અને બહુજ દબાણથી દૂધ પીએ તો બીલાડી માફક ' મ્યાંઉ, મ્યાંઉ ' કરતી. તે ઉંઘે નહિ અને અમને પણ શાની નિદ્રા આવે ?

આવી દશામાં પાંચ માસ સુધી રીબાઇ નન્દા ચૈત્ર માસની કૃષ્ણપક્ષની એક રાત્રીએ બુઝાતા દિપક માફક છેલ્લી સ્ફુર્તિ બતાવી, આખરી કૂચની તૈયારી કરી હતી. તેના શરીર પરનું પેલું લાંછન હવે લુપ્ત થઇ ગયું હતું, અને જાણે કે હરદ્વારમાં જીવન ગાળ્યું હોય તેમ ગંગાઘાટ, આશ્રમો, મંદિરો વગેરેનું તે પૂર્ણ ધ્યાન કરી શકતી હતી. મને અને સુવિદ્યાને આ ફેરફાર દૈવી લાગ્યો. પણ કોને ખબર છે કાળની ?

સમય રાત્રિના બારનો હતો. નન્દાએ દુધ પીવા માગી એક ભયંકર ચીસ નાખી અને...તેણે...નન્દાએ એક છેલ્લો લાંબો શ્વાસ ' ૐ હર, હર... ' કરીને મૂક્યો. નન્દા પંચત્વ પામી તે વખતે સુવિદ્યા અને મ્હને તેની આજુબાજુ બિલાડીની છાયાકૃતિ ભમી રહી હોય એવો ભાસ થયો. નન્દાના ભયંકર મંદવાડનું નિદાન અને અવસાનનું કારણ એક કોયડો જ રહ્યો. કુદરતનો કાયદો એ કિરતારનું કથન–કવન છે. **ઈશ્વરેચ્છા બલિયસી.** માણસની બુદ્ધિના અંતે ઇશ્વરની શરૂઆત થાય છે.

"વિચિત્ર આ નાટક વિશ્વનામ, પેદા કર્યું તે પ્રભુને પ્રણામ."

# પનોતી

**ઘર,** કાર્યાલય અને બજારની ત્રિપુટીની ઘટમાળમાંથી એકાદ માસ નિવૃત્ત થવા અને કુદરતયાત્રા કરવા માટે **ચાણોદ** જવા સેવકે નિશ્ચય કર્યો.

ચાણોદ જઈ મકાન કે ઓરડી ભાડે રાખી, શ્રીમતીને સ્થાનિક સ્વજનના લગ્નથી નિવૃત્ત થઈ આઠેક દિવસમાં આવવા સૂચના આપી હતી.

વડોદરે થઈ ચાણોદ પહોંચતાં, "**આરોગ્ય ભુવન**" નામની સખાવતી સંસ્થામાં કારભાર કરનારને માસિક રૂપીઆ દસ આપવાના ઠરાવી, ઘણી ઘણી ખુશામતને અંતે નવ નંબરની ઓરડી રાખી. આઠ નંબરની ઓરડીમાં કારભારીને માસિક પાંચનું નૈવેદ્ય આપી, એક પ્રૌઢા અને કિશોરી રહેતાં હતાં. દસ નંબરમાં કુટુંબ કબીલા સાથે—ઓરડી નંબર જેટલાં જ રહેનારનાં માથાં ગણાય—એવા એક વ્યાપારી ગૃહસ્થે પડાવ નાંખ્યો હતો. કારભારીની કૃપાથી તેમને કંઈ પણ લાગો આપવો પડયો નહતો ! આમ બન્ને પાડોશીઓને પીછાની સેવક ઠરીઠામ થયો. પહેલે જ દિવસે આઠ નંબરની ઓરડીવાળાં જયાબ્હેન અને રમા મળતાવડા સ્વભાવનાં હોવાથી, વાતચીતથી સંબંધી બન્યાં. બન્ને—માદિકરી—વિધવા હોવાથી, આપ બળે પ્રાથમિક કેળવણીની સ્ત્રીઓની સંસ્થામાં સેવા કરતાં હતાં. જીવનવિગ્રહના ઝંઝાવાતથી જંપવા તેઓ આરામાર્થે અત્રે આવ્યાં હતાં. દસ નંબરમાં ધામો નાખનાર ખુલ્લી નજરે જોતાં

અતડા. ધમંડી, દંભી અને "અહં" ભાવવાળાં જણાતાં. કોઇ કારણને લીધે એમના ઓરડા પાસેથી પસાર થતા ઉતારૂના પગની રજ તેમની ઓરડીની રવેશ અપવિત્ર કરતી હોય, યા તે ગુપ્તચર માફક તેમના આંતરિક રંગ ઢંગ જોતો જતો હોય એવી .એમને સદૈવ ધાસ્તી રહેતી ! વળી તેઓ એટલાં બધાં સૂમડાં હતાં કે કદાચ તેમને ઉદ્દેશી કોઇ પ્રશ્ન પૂછાય તો હોઠને બદલે હાથ કે માથું હલાવી નકારતાં ! તેમના સંધમાં માતાપિતા ઉપરાંત બીજાં બે પુત્રો અને વધૂઓના જોડકાં, ત્રણ ન્હાનાં બાળકો અને એક હસેતી કુમારિકા હતાં. સર્વને થોડું બોલવા સાથે વસ્ત્રપ્રદર્શન, સત્તાદર્શન, અને મ્હોં મચકોડી–કચવાટ દેખાડવાની આદત હતી. આ સર્વ ખાસિયતોનો અનુભવ જયાબ્હેન અને રમાની માફક મને પણ શિઘ્ર જ થઇ ગયો. બે દિવસમાં તો હું આ સર્વ વાતાવરણમાં વિહાર કરનાર વિહંગમ જેવો થઇ ગયો.

પાંચ દિવસ પસાર કર્યા બાદ રોજ એકવાર જયાબેનને ત્યાં જમવાનો તેમનો આગ્રહ હું નકારી શક્યો નહિ; સાંજે ચવાણું અને ચાથી ચલાવી લેવામાં મને અગવડ નડોતી. અમે ત્રણે ચાણોદનાં–નર્મદાપરનાં રમ્ય દૃશ્યો જોવા સાથેજ જતાં. દસ નંબરવાળા અમારી ત્રિપુટીનો સહકાર જોઇ ઇર્ષા રૂપી આતસથી બળી જતાં. અને કોઇ પણ પ્રકારે અમને હલકાં પાડવા જરૂર વગર જીવ્હાનો ઉપયોગ કરતાં.

છઠ્ઠે દિવસે સંધ્યાકાળ બાદ અમે ફરી આવ્યાં ત્યારે સહજ દસ નંબરની ખોલી તરફ રમાની અને મ્હારી નજર પડી. ખોલી ખાલી હતી. અમે અંદર દુનિયાની હવા લેવા તાજીજ આવેલી એક અજાણ વ્યક્તિનું રૂદન સાંભળ્યું. કિશોરી રમા ભૂતદયાથી પ્રેરાઇ અંદર ગઇ અને હું ઉંબરા આગળ ઉભો. જયાબેન હરિકેન લેવા પોતાની ઓરડી તરફ ગયાં. ક્ષણભરમાં તો અમારી આજુબાજુ સ્થાનોમાંથી 'ટાર્ચ' અને 'ફાનસ' ના પ્રકાશ સાથે જનમેદની

ઉભરાવા લાગી ! " એજ ! મુદ્દા માલ સાથે પકડાયાં. એમને ભાગી જવાની વેતરણ કરવી હતી ! પાપનો ઘડો ફુટ્યા વગર રહે નહિં " ઇત્યાદિ શબ્દનો અર્થ અમે પચાવી શકીએ તે પહેલાં કાર્યાલયનો કારભારી " આ ખાનદાન વાસમાં એ કપટી છેલબટાઉ ચાલબાજી નહિ ચાલે ! કોટવાળીએ આવવું પડશે. એમ તમે છટકી શકો નહિ. ઠીક થયું કે મારી અને પગીની સ્ત્રીએ તમને જોતાંજ મને ખબર આપી; નહિ તો તમે બાળહત્યા પણ કરત. ચાલો, સત્તા આગળ... તેના આગળના શબ્દો પૂરા થાય તે પહેલાં જયા બેન આવ્યાં, પણ તેમને પણ ' દલાલણ, ચં...પ...લ, વંઠેલ ' ઇત્યાદિ ખિતાબો મળી ચૂકયા ! આખરે મ્હારે અને રમાને કારભારી અને તેના ચાર પાંચ કહેવાતા સાક્ષી સાથે કોટવાળી તરફ જવું પડયું. પનોતીનાં આમ પગરણ મંડાયાં.

વાળુ કરી હિંચકે હીંચતા ફોજદારે મૂછ પર તાલ દઈ ખોંખારો કરી, અમારૂં સ્વાગત કર્યું ! કરડી આંખે મ્હારી તરફ જોઈ, ઝીણી આંખે રમા તરફ જોઈ, તેમણે સર્વ ફરિયાદ સાંભળી. આરોગ્ય ભુવનના સંચાલકને હિંચકે બેસવાનું મળ્યું. અને તેના સાક્ષીઓ પણ નજરે પડતાં સ્થાન ઉપર ગોઠવાઈ ગયા, અને અમને બેને ઉભવું પડયું. પેલું બાળક રમાની સાડીના પાલવમાં ઉંઘતું હતું. અર્ધો કલાક આમતેમ આડાઅવળા પ્રશ્નો પૂછી અમને ફોજદારના " આ તો બ્રિટીશ હદ નથી; અહીં તો ગાયકવાડી " એવા તારવણી શબ્દો સાથે, કોટવાળીમાં જુદી જુદી ઓરડીમાં પૂરવામાં આવ્યાં. આરોગ્યાલયના સંચાલકને પાન સોપારી આપી વિદાય કર્યા.

મહાન વિજેતા માફક ફોજદાર બીજે દિવસે નવ વાગે અમને વડોદરે લઈ જવા, ત્રણ સિપાઈના જાપ્તા નીચે કૂચ કરાવતા, બજારમાંથી ' મોટર ઘર ' પાસે લઈ ગયા—ગામ લોકને તો આ વગર દામે સરઘસ–સરકસ જોવા મળ્યું. એટલે અમારા તરફ આંગળીઓ

ચીંધી ખડખડ હસતા, યદ્વાતદ્વા બકતા હતા ! આખરે મોટરઘરમાંથી એક મોટર કઢાવી, અમને એને બીજા વર્ગમાં અને પોતે પહેલા વર્ગમાં અને સિપાઇઓને ત્રીજા વર્ગમાં ગોઠવી ફોજદારે પાસે આવેલી 'હોટલ' માંથી પ્રથમ દેવા 'પોટાબા' ને પ્રાથમિક ભાડું આપવાની તરખડ કરવા માંડી. પા કલાકમાં નામદાર ફોજદારે 'વોટર–એ–બી'–જલેબી અને 'વર્શીપીયાં' ભજીયાં ઉદરે સ્વાહા કર્યાં ! સિપાઇઓને તો ફક્ત 'નોટીઆ'–ગાંઠીઆ મળ્યા. આ બધું કાનો માત્ર વગર મેળવી, ઉપરથી ફરજ માટે સ્ટ્રાંગ થવા 'લશ્કરી' ના 'ડોઝ' ચઢાવી સીગાર પણ મેળવી !

અમે અને બીજા ફાલતુ પ્રવાસીઓ ગોઠવાયા બાદ મોટરને ઉપાડવાનું 'હોર્ન,'–કલીનરને ગાળો દેતાં–હાંકનારે વગાડયું. ત્યાં વડોદરા બાજુની મોટર આવી પહોંચી. તેમાંથી શ્રીમતી ઉતર્યાં, અને છેલ્લે વડોદરાનો સબઇન્સ્પેકટર ઉતર્યો. ફોજદાર અને તેની પાર્ટીએ ઝૂકીને સલામ કરી અને મોટરમાંથી ઉતરીને સર્વ હકીકત નિવેદન કરી. શ્રીમતીને જોતાં મને મ્હારી 'પનોતી' સાંભરતાં, ચહેરા ઉપર ગ્રહણનો ભાવ થયો, અને આંખમાંથી જળ ઉભરાયું ! શ્રીમતીએ રમાને 'પેલું બાળક કોનું છે ?' પૂછતાં, તેણે ગુંચવાઇ મ્હારા તરફ દૃષ્ટિ કરી; અને હું જમીન તરફ જોતો વિચારતો રહ્યો કે આ સંજોગોમાં બોલવું શું ? આખરે વડોદરેથી આવેલા અમલદારે મૌન તોડયું. અમને પ્હેરામાંથી મુક્ત કરવા ફોજદારને આદેશ આપ્યો. અમને અમારે માટે મૌખિક દિલગીરી દર્શાવી.

શ્રીમતીએ કહ્યું કે : આ સર્વ અનર્થનું મૂળ પેલા દલાલ કુટુંબની અકાળે માતા થનાર કુમારિકા હતી; અને આ ભાવી બાળકનો ત્યાગ કે ઘાત કરવા તે કુટુંબે ચાણોદ–ધર્મસ્થાનનો આશરો લીધો હતો ! આ સર્વ હકીકત વડોદરા સ્ટેશને રેલ્વે સત્તાવાળાઓ તરફથી પરખાઇ–જતાં તેમણે સ્થાનિક પોલીસખાતાને ખબર આપી દીધી

હતી. પેલી કુમારિકાને ઇસ્પીતાલમાં મોકલી, તેનાં વાલીઓને પકડવામાં આવ્યાં હતાં, અને બીજી તપાસ માટે અમલદાર તાબડતોબ ચાણોદ આવ્યો, આવતાં આ સર્વ વાત સમજાતાં તેણે નિકાલ-ફેંસલો કરી નાંખ્યો.

ત્યારબાદ અમે ચાણોદમાં બે માસ રહ્યાં, પણ **જયા** બ્હેન કે **શ્રી**મતીના ટીખળના "એ બાળક કોનું" પ્રશ્નનો હું કે **રમા** જવાબ આપીએ છીએ કે '**પ-નો-તી**'!



# પ્રેરણા

નહાના દેશીરાજ્યના રાજ્યગુરૂ તરીકે પંડિત વાચસ્પતિએ સાત પેઢીથી આવતું પોતાનું સ્થાન, સફેદ વાળ થતાં સુધી જાળવી રાખ્યું હતું. સાંપ્રત રાજવીએ પણ પોતાના કુલગુરૂની કદર કરી, તેના પુત્રને શિષ્યવૃત્તિ આપી, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેવા મુંબાઈ મોકલ્યો હતો. પુષ્પકે પિતાની, વકીલ બનીને રાજ્યના ન્યાય ખાતાની ઉંચી પાયરી શોભાવવાની સલાહને અવગણી, સ્વશોખની, વિજ્ઞાનની ઉપાધી મેળવી. આમાં વધારે પારંગત થવા તેણે અમેરિકા જવા ઇરાદો રાખ્યો. એટલે રાજ્યે ન્યાયાધીશ કે દિવાન મેળવવાની ધારણા ઉંધી વળેલી જોતાં પુષ્કરની શિષ્યવૃતિ બંધ કરી, અને અપાયલી મદદનાં નાણાં અંગ ઉધાર લેખી તે સવ્યાજ પરત કરવા પંડિતજી ઉપર દબાણ થયું. વાચસ્પતિએ મુંબાઈ જઇ છોકરાને રાજ્યની નોકરી લઇ લેવા સમજાવ્યો, પણ યુવાની એટલે નૂતન સૃષ્ટિ રચવાની જીદ. એટલે પુષ્પકે પરદેશથી વધારે વૈજ્ઞાનિક જ્ઞાન સંપાદન કરી લાવી, કેળવણીને વપરાતી નૂતનશકિત બનાવવાનો પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. પંડિતજીએ પુષ્પકને રાજ્યની ગુસ્સાવાળી તરાપમાંથી બચાવવા, સાથે આણેલા બે હજાર રૂપીયા એને આપી દીધા, અને તેમાં પોતે એકઠા કરેલા હજાર રૂપીયા ઉમેરી પુષ્પકે અમેરિકા તરફ રવાનગી લીધી. પોતે પોષેલા સ્વયંસ્ફુરિત પ્રેરણાના પેયથી આનંદામૃતમાં વિહરતાં એ આશાવાદી આત્માને ભૂત કે વર્તમાનની તમા નહોતી. એતો પોતાના ભાવિ પ્રેરણા પ્રદેશમાં શાસન કરવામાં સચ્ચિદાનંદ માનતો

હતો. વાચસ્પતિને રાજ્ય અને સમાજનો ગુસ્સો વહોરવો પડયો. રાજ્યે તેમને કુળગોર તરીકે બંધ કરી રાજ્યના દેવા પેટે લેવાય એટલી તેમની સ્થાવર જંગમ મિલ્કત હાથ કરી લીધી. રાજ્યભકત તેમની જ્ઞાતિએ વાચસ્પતિને પોતાના પુત્રને સ્વહસ્તે દરિયા પાર મોકલવા માટે જ્ઞાતિ બહાર ધકેલી દીધા! રાજ્યાદેશે એજ પુષ્પક વિલાયત ગયો હોત તો રાજ્ય સર્વ સગવડ આપત, અને જ્ઞાતિ માનપત્ર આપત. પણ આ આથમતા રવિની આછી રકત છાયા જેવી દશા હતી. પંડિતજીનો મુલાયમ સ્વભાવ આ એધારો ઘા લાંબો સમય જીરવી શકયો નહીં. પુત્રવિયોગે, માનહાનીએ અને સર્વસ્વથી લુંટાયલા વાચસ્પતિ પોતાની વીસ વર્ષ પર પંચત્વ પામેલી પત્ની પ્રેમાની આવા સંજોગોમાં સહાનુભુતિની ઉણપ અનુભવતા, ગત થઇ ગયા.

ચીકાગોમાં પુષ્પકને વિજ્ઞાનની ઉપાધિ મેળવવા પત્યક્ષ પ્રયોગ દત્ત-જ્ઞાન અને આધિ ઉપાધિના વ્યવહારિક જ્ઞાનનો અનુભવ થયો. પહેલા છ માસમાં જ પાસેની મુડી પુરી થઈ. ખર્ચીની ખોટ આવતાં પુષ્પકને ઉપાહારગૃહમાં સેવકનું, ખેતરમાં રોજિયાનું અને છાપાં વેચનાર ફેરીઆનું કામ કરવાની ફરજ પડી. આથી એ શ્રમજીવી હિંદી યુવકને વિદ્યા એ કેટલી કષ્ટસાધ્ય વસ્તુ છે, એનો ખ્યાલ પુરી રીતે આવી ગયો. જાગૃત થયેલાં બીજાં બાંધવ રાષ્ટ્રો કરતાં હિંદમાં વિદ્યાર્થી, અનુભવાર્થી, નાગરિક કે રાષ્ટ્રપ્રેમી કેટલી સંકુચીત સ્વાર્થતંદ્રામાં સ્વૈરવિહાર કરી, પાછળ રહી દેશને પ્રગતિ કરતો અટકાવે છે, તેનો તાજો તેને આજુબાજુ નિરીક્ષણ કરતાં મળી ગયો. આપણે કાંતો જીવનને શીકર કોટ સમજી વેદિયા અથવા લહેર નહેર સમજી ફરંદા બની જઈ યુવાની, રાષ્ટ્ર અસ્મિતા બરબાદ કરીએ છીએ. સમય સમજ્યા વિના નિષ્ફળ વાદમાં હિંદીઓ તંદ્રિત જીવન પૂર્ણ કરતા હોય એમ એને લાગ્યું. સર્વ પ્રતિકૂળ સંજોગને તેણે નિશ્ચય બળથી હઠાવી દઈ વિજ્ઞાનની ઉપાધિ મેળવી. સ્વવતનને, સ્વરાજ્યને અને આખરે સ્વદેશને ધનિક બનાવ-

વાની અનોખી પ્રેરણા તેના હૃદય-મનમાં ઉદ્ભવી. એ પ્રેરણાને ફળીભુત કરી શકાય તે માટે શૈશવમાં પિતા પાસેથી મળેલી યોગ-વિદ્યાનો તેણે ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

અમેરિકાની પ્રજાની એક ખાસિયત એવી છે કે આધુનિક યંત્રવાદથી જુદોજ અદ્ભુત પ્રયોગ તેમનું માન, પ્રેમ મેળવી શકે છે. પુષ્પકે પણ યોગવિદ્યાથી સાધ્ય બનેલી તિરસ્કરીણી-અલોપ થવાની કલાના પ્રયોગો કરવા માંડયા.

ચીકાગો, બોસ્ટન, ન્યુયોર્ક અને બીજો અમેરિકન સ્થળો પ્રો. પુષ્પકના પ્રયોગની જાહેરાતથી :ખળભળી ઉઠયાં. ત્યાંની કલાપ્રેમી કદરદાન પ્રજાએ તેના પ્રયોગો પર ફીદા થઈ, ડોલરનો અને ઇગલનો વરસાદ વરસાવ્યો. પુષ્પકે ત્રણેક માસમાં અમેરિકામાં નામના અને લાખેક ડોલર એકઠા કર્યા. એકડો થાય એટલે મીંડાં વધી સેંકો હજાર થતો જાય તેમ પ્રો. પુષ્પક વિલાયત, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, અને જાપાનમાં પણ સફળ પ્રયોગ કરી પોતાની મુડીને વધારવા શકિતમાન થયો. પાંચ વર્ષે હિંદ પાછા ફરતાં તેણે કલકત્તામાં પગ મૂકયો ત્યારે 'ઇન્ડીયન નવાબ' માફક તેની પાસે દસેક લાખ રૂપિયાનો દલ્લો હોવાનું કહેવાતું.

સદ્ગત રાજ્યગોરનો પુત્ર શ્રી અને સરસ્વતિ ઉભયનો લાડીલો બને ત્યારે તેની રાજ્ય અને કોમ-જ્ઞાતિ, કદર કરવામાં પછાત રહે કે ? પુષ્પકને રાજ્યે માનભેર દિવાન મારફત પાયતખ્તમાં તેડાવ્યો. અને પ્રજાએ તેના યાનમાં જોડેલા ઘોડા છોડી નાંખી, આખે રસ્તે વાહનચાલાક બની સ્વભાવનાનું પ્રદર્શન કર્યું. રાજ્યે પુષ્પકને **નાગરિકરત્ન** નો ખિતાબ આપી, અમાત્યની નવી વ્યાખ્યા ઉપજાવી તેની ખાસ માનદ નિમણુંક કરી. જ્ઞાતિએ તેના સ્વર્ગસ્થ માતાપિતાના નામનું ભોજન, લ્હાણું, અને સ્મારક કરાવી તેને પાવન કરી પંકિતમાં લીધો. પુષ્પકે પ્રજાના ઉત્કર્ષ માટે પોતે ગોઠવેલી અનેક આદર્શ યોજના વ્યવહારમાં ક્રમશઃ મુકવા માંડી.

મહારાજ કુમાર, ભાવી રાજ્યાધિકારી જોડે મંત્રણા કરી. તેણે રાજ્યના પાટનગરમાં સ્વદેશી વસ્તુઓ બનાવવા કારખાનાં રાખ્યાં. સોયથી માંડી સાકર જેવા રોજ ઉપયોગી પદાર્થો એ કારખાનામાં ઉત્પન્ન થવા માંડયા. કારીગરોને રોજના પાંચ કલાક કામ માટે સપ્તાહે દસ રૂપીયા રોજી મળતી. તે ઉપરાંત વસવાટ માટે સારા ઓરડા ક્રિડા અને આનંદ માટે પખવાડિયે રંગભુમિ કે સીનેમા જોવાનો લાભ અને દર માસે એક આનંદ પર્યટનનો ઉત્સવ માણવા મળતો. આથી ગામડાની વસ્તી ખેતી મુકી પુષ્પકના કારખાનામાં કામ મેળવવા ઉમેટાવા માંડી.

આ ઉપરાંત કામદારોને સ્વચ્છ ખાદ્યપેય મળે, તેમને ટાંણું ટપકાં વખતે ઉધાર રકમ મળે તેની જોગવાઇ થઇ હતી. રાજ્યની આવકમાં ભરતી થઇ અને કેટલોક માલ થોડા મુલ્ ે મળવા માંડયો, એટલે 'નાગરિક રત્ન' ના કામમાં રાજ્યે પૂર્ણ સહકાર આપ્યો. પુષ્પક સારા સ્વદેશી માલને પરહદમાં જૂજ નફે બહોળા પ્રમાણમાં વેચી શકતો એટલે તેની રોકેલી મુડી ચક્રવૃદ્ધિ વ્યાજ ઉપજાવી આપતી. હવે તેણે કામદારના બાળકો માટે કેળવણીના અંક અને યંત્ર તાલિમનાં સ્થાનો યોજ્યાં, અને ભાષા અને શારીરિક વિકાસ માટે વાંચનાલય અને અખાડા સ્થાપ્યાં. ફકત એક વર્ષના ટુંકા સમયમાં પુષ્પકના કામદાર અન્ન વસ્ત્રે આર્થિક અને શારીરિક સ્થિતિએ અને જ્ઞાન કક્ષાએ ધનિક બની ગયા. રાજ્યમાં અમાત્ય પુષ્પક , પ્રજા પાલનહાર, આધુનિક કર્ણદાનેશ્વરી અને દેવદૂત મનાવા માંડયો. તેનું નામ અનામિકાના ટેરવે ચઢી ગયું પણ...

પ્રેરણાને અંકુશમાં રાખનાર પ્રેરક, તેના 'વસુધાને વૈકુંઠ બનાવવાની મનોરથને દૈવી સત્તાનો પ્રત્યક્ષ પાઠ આપી તેની યોજનાને જુદેજ રસ્તે પ્રેરતો હતો. ઉદ્યોગ, ધંધા, વાણિજ્ય અને ખેતીનાં રૂપાંતરે આર્થિક અને ઔદ્યોગિક વિપ્લવ પ્રયાસ આદરતાં પુષ્પકે અજાણતાં ખેડુત વર્ગને નાબુદ કરવા માંડયો.

આમવર્ગના પ્રાણરૂપ બનતા પુષ્પકનો તેજોદ્વેષ રાજ્યે તેમજ મુંડીમંડિત વર્ગે ગુપ્ત અને જાહેર કરવા માંડયો. એક પંડિતનો—ગોરનો પુત્ર વિલાયતની પાર્લામેન્ટમાં, જર્મનીના કારખાનામાં, અમેરિકાના સામયિકોમાં અને જાપાનના વ્યાપારી વર્ગમાં સ્વનામે ઓળખ રાખે, એ રાજ્યને દ્રોહ અને ઘમંડ જેવું લાગ્યું ! વળી પ્રજા પણ રાજ્ય હુકમો કરતા અમાત્યની સૂચનાને વધાવી લેતી. એ રાજ્યે બેઠા બળવાના પગરણ માન્યાં. પુષ્પકની આ રાજ્યમાં પચાસ લાખ રૂપિયાની સ્થાવર અને જંગમ મિલ્કત હતી, અને એના ઉદ્યોગધામો બાર હજાર જીવને પ્રમાણિક ગૃહસ્થાઇભર્યું રસજીવન અર્પતાં. રાજ્ય એ સર્વ તંત્રને પ્રત્યક્ષ ઉથલાવી શકે તેમ નહોતું. પોતેજ સ્થાપેલા અમાત્ય અને 'નાગરિક રત્ન' ને જાહેર દુભવવા એ રાજ્યને શરમાવે તેવું પગલું લેખાય, એટલે શામ, દામ અને ભેદની ફૂટનીતિ અજમાવી રાજ્યે એની સત્તા તોડવાનો મક્કમ ઠરાવ કર્યો. પડદા પાછળ કાવાદાવા શરૂ થયા.

**રાજ્યે પ્રાથમિક પગલા તરીકે શહેરની હદ બહાર અને ક્રમે શહેરમાં શરાબખાનાં, જુગારખાનાં, અને વારવનિતાલયો ખોલાવ્યાં.** અમાત્ય પુષ્પકે આ માટે વાંધો ઉઠાવ્યો પણ રાજ્યે આમદાની બહાને ગણકાર્યું નહિ. પુષ્પકના કારખાનાના હદથી દ્રવ્યવાન બનેલા કાચા કારીગરો તે આકર્ષક નર્ક જાળમાં કીટ માફક ફસાવા માંડયા.

રાજ્યમાં હવે ટંટાફીસાદ, ચોરી, જોહુકમી અને અનૃત જન્મતાં બંદોબસ્તને બહાને ન્યાયાલય અને પોલીસ ફોજમાં વધારો કરવો પડયો. પુષ્પકથી સવાયો પગાર આપી પુષ્પકના ચાલાક અસ્થિર અને બાહ્યાકર્ષક સેવકોને નવી ઉભી કરેલી જગ્યામાં ગોઠવવામાં આવ્યા. આવા અર્ધદિલ સેવકને રાજ્યે પોતાના પક્ષમાં ખેંચી લઈ શહેરમાં અનેક પક્ષ ઉભા કર્યા. અમાત્યના સેવક વર્ગ અને રાજ્યના અધિકારી વચ્ચે સત્તા માટે અથડામણ થવા માંડી. પુષ્પકના કામદારોને શંકા પડતા વર્તનના બહાને હેરાન કરવામાં

આવતા. કોઇપણ કારણે 'નાગરિક રત્ન' છંછેડાઇ માથું ઉંચું કરે એટલે તેમને સકંજામાં લેવા વેતરણ થઈ રહી. પુષ્પકે પોતાની ઘણી ખરી જંગમ મિલ્કત રાજ્યમાં સ્થાપેલી સ્થાવર મિલ્કતમાં રોકી હતી. રાજ્યની આ વલણ સમજવા છતાં તેનાથી એકાએક હિજરત કરાય તેમ નહોતું. વળી જે યોજના હજી પણ પાંચહજાર વ્યક્તિને પાળતી હતી તે સમેટવા તેનું હૃદય–મન મના કરતાં હતાં તે સમજતો હતો કે પૈસાનાં પાપ કરતાં બેકારીના ગુન્હા કારમા હોય છે. રાજ્ય જોડે સમાધાન અને શરત કરવા કોઈ ત્રાહિત વ્યક્તિ ને લવાદ તરીકે બોલાવવા તે મુંઝાઇ ગયો.

અને તે તકનો રાજ્યે પુરો લાભ લીધો. સ્વપક્ષના કેટલાક 'દાદા'ઓને પુષ્પકના કારખાનામાં ગુપ્તચર તરીકે પોતેજ રાખેલા 'ગુંડા' જોડે ભેળવી રમખાણ મચાવી, આગ અને મારામારના આવરણ નીચે રાત્રિના કાજળ કાળા અંધકારમાં પુષ્પકનાં કાર-ખાનાં ભસ્મિભુત કરાવ્યાં. પુષ્પકનાં માણસોને જ આ માટે જવાબ દાર ઠરાવી શહેર બહાર કાઢયાં અને કેટલાકને કારાગ્રહમાં ધકેલ્યા.

પુષ્પકે ચાર દિવસમાં પાછા ફરતાં આ હત્યાકાંડ જોયો. તેની લોકોને સુખી કરવાની પ્રેરણા રાજ્યની દંગાશાહીથી મૃતપ્રાય થઇ ગઇ. તેણે બાકીની મિલ્કત રાજ્યને સોંપી. પંચ નીમી પોતાના જનક જનનીની યાદમાં 'પ્રેમા–વાચ' સંસ્થા સ્થાપી. એ સંસ્થા દ્વારા બેકારને અન્ન, વસ્ત્ર, વિદ્યા અને આશરો આપવાની એક જ શરત તેણે મુકી. રાજ્યે અમાત્ય–નાગરિક–રત્નની માંગણી મોટા ઉપકાર સહિત માથે ચઢાવી સર્વ યોજના અમલમાં મુકવા માંડતાં પુષ્પક રાજ્યનો ત્યાગ કરી કાશીમાં આનંદભવન નામના સ્થાનમાં રહી જ્ઞાનયોગી બનવા નીકળી પડયો.

પોતાની પ્રેરણાથી ઉભા થયેલા આ વાતાવરણને ત્યજી જતા તેને એક જ પ્રકારનો આત્મસંતોષ હતો કે—

દ્રવ્યે રંક હું તોયે, ધર્મે બનીશ ધનવાન.

---

# લગ્ન સ્નેહ.

જે જમાનામાં ભાણા અને રૂડકીનો હાથ મેળો થયો ત્યારે સાંપ્રત સમયની સ્નેહલગ્નની ભાવના ગામડાંની હિંદુ કોમમાં "વર્ણશંકર ચરીતર" ગણાતી. ચુંવાળના એ પરગણામાં શ્રમજીવી વર્ગ એમજ શિક્ષણ પામતો કે 'માબાપે ખોળ્યો તે વર, બાકી બધા પર; સ્ત્રીને જીવતે પાળવી અને મુવે બાળવી.'

અત્યારે હિંદ પચાસ વર્ષ આગળ વધ્યું છે. એ જમાનાની પ્રણાલિકાને ભૂલવતા કોમીવાદ, વટાળ, અનુલોમ–પ્રતિલોમ લગ્ન, હરિજન પ્રવૃત્તિ અને બેકારી એવા મૂઝવતા પ્રશ્નો એ સમયની મમતા, સંપ, અભેદ ભાવના અને શિરછત્ર છાયામાં ચિંતાનો અભાવ ભૂલાવે છે. સમય એજ સાચો શિક્ષક છે.

લગ્ન બાદ ચાર વર્ષે ભાણા અને રૂડકીનો ગૃહસ્થાશ્રમ સમવયસ્કની મજાક અને વડીલોના કોડ અનુભવવામાં 'ચંદરોજ' માફક સરી ગયાં; પણ તે સમય બાદ બનેલા ત્રણ બનાવોએ તેમના જીવનમાં ઉપાધિની આંધિ ઉત્પન્ન કરી. જે જીવન આગીઆની ચમક જેવું બાહ્ય દૃષ્ટિએ લાગે છે તે અનુભવે કેસુડાનાં ફુલ જેવું માલમ પડે છે એ સત્ય સમજાવ્યું.

ભાણાના બાપ મરતાં તેમની લાખની શાખનો ભરમ ભાગ્યો અને મરનારે કુટુંબનો મોભો જાળવવા ટાણાં ટચકાં ઉકેલતાં ઘર, અને ખેતર ઢોર પણ ગીરવી મૂકયાં હતાં, એ કડુ પણ સત્ય વસ્તુ તેમનું કારજ પતતાં જ જણાઇ આવી.

આમ સર્વ સ્થાવર જંગમ મિલ્કત ધીરધાર કરનાર વાણીઆને હાથે ચઢી ગઇ. રૂડકીનાં માબાપ પણ દેવલોક પહોંચ્યાં હતાં, એટલે દેવા પેટે તેના સ્ત્રીધનને પણ વાણીઆએ હિસાબમાં ખંડીવાળવામાં અગવડ જોઈ નહિ. આમ ગામમાં ઘર કે સીમમાં ખેતર ન રહેવાથી ભાણો પોતાની સ્ત્રી અને બે બાળકોને લઈ સંચે કામ કરી પેટીયું મેળવવા રાજનગરમાં આવ્યો. સંજોગો મનુષ્યને દોરવે છે અને જીવનનું ઘડતર કંડારે છે.

સ્ટેશને ઉતરતાં જ આ અજાણ્યાં દંપતીને ગામડાની સરળતાને બદલે ઘટિકાયંત્રના કાંટા જેવી ગ્રથિત ઇંદ્રજાળ જેવું લાગ્યું. કોઈ રસ્તા બતાવવા કે અનુકંપા દર્શાવવા ફુરસદવાળું લાગતું નહતું. આખરે એક ધર્મશાળાએ એમનું અને એમનાં બાળકોનું સ્વાગત કર્યું. પાસેના પરચુરણમાંથી ભાણો ચવાણું લઈ આવ્યો, અને એ કુટુંબે વાળુ એનાથી પતવી, ધર્મશાળાની ચકલીએથી પાણી લાવી પીધું. આમ બે ત્રણ દિવસ નભ્યું. પણ આખરે જીવન વિગ્રહમાં અસ્મિતા જાળવવા ભાણાને સ્ટેશન પર જઈ " બેગારી " કરવાની ફરજ પડી. રોજ દસબાર આના માંડ મેળવે અને એમાંથી મુકાદમને ત્રણ ચાર આના ચાપાણીના આપે. બાકીની રકમ ઉતારે લઈ જાય અને એમાંથી છોકરાં માટે વીશામાંથી ‘ દાળભાત ’ નું ભાણું મંગાવે અને એ બે જણ ચવાણું કે ચણા ફાકી ચલાવે.

આમ ત્રણેક માસ જીવન ગબડાવ્યું, પણ એ સ્થિતિ પણ દૈવ રૂઠતાં પ્રતિકૂળ થઈ. તેમનું એક બાળક છોકરી–ભાડુતી અસ્વચ્છ ખોરાક, ચોકખી હવાનો અભાવ અને સ્થાનાંતરને લીધે પાણીફેરથી મરડાનો ભોગ બની મરણ પામી. આ વાતાવરણે છોકરાને પણ અણીશુદ્ધ છોડયો નહિ. એ પણ કમળાનો ભોગ બનતો હોય એમ લાગ્યું.

જેમ કોઈ હિંસક નરમાદાને શિકારીના હાથમાં ફસાતાં પોતાનાં બચ્ચાંને જોઈ આત્મજાગૃતિના ચમકારા અશ્રુધારા વ્યક્ત કરતાં જોઇએ છીએ તેમ પોતાના લગ્ન–સ્નેહના એકજ અંકોડા જેવા પુત્રને

પુત્રી પાછળ પરવરવા તૈયાર થયેલ્લો જોઈ રૂડકી અને ભાણાના હૃદયની તંત્રી ઝણઝણી ઉઠી. ધર્મશાળામાં ઉતારૂઓનાં વાસણ માંજી, પાણી ભરી રૂડકીએ આવક વધારી અને એ પૈસા છોકરાની માવજત અને દવા પાછળ ખર્ચ્યા. સારા વૈદના ઉપચારથી છોકરો બચી ગયો પણ તેણે દૃષ્ટિ–જોવાની શક્તિ–ગુમાવી.

રૂડી અને ભાણા પટેલે પુત્રની આ દશા માટે ઘણું દિલ દુભવ્યું પણ "લેખો લખ્યા લલ્લાટે" સમજી મન વાળ્યું. પડતા પર પાટુ માફક સ્ટેશને હવે પરવાના વગર મજુરી મળતી નહોતી અને નૈવેદ્ય વગર પરવાનો મળતો નહતો, એટલ્લે ભાણાને જેમ એક સંતાનના પોષણનો ભાર ઓછો થયો લાગ્યો તેમ જીવતી ત્રિપુટીને ખોરાક અપાવવા ટાંચ પડતી લાગી.

આમ અન્ન અને દાંતને વેર થતાં એ યુગલ્લે ધર્મશાળાનો ત્યાગ કર્યો અને ઓટલા અને રોટલ્લાની વેતરણમાં શહેરના રસ્તાઓ પર ભીખીને–અંધપુત્રનું આવરણ લઈ–દાતારોની અનુકંપા ઉપજાવી દસેક રૂપીયાની મુડી ગાંઠે કરી. માનવીમાંથી સ્વમાનરૂપી ભાવના ગરીબાઈરૂપી કળિ ગ્રસી જાય છે, ત્યારે વિવેક નષ્ટ થાય છે અને તેનું પરિણામ શ્રમ, ન્યાય, સત્ય, પ્રભુ પ્રેમ અને સરળતાની ઓટમાં આવે છે. પેટે પાટા બાંધી છોકરા માટે દવાના પૈસાની ત્રેવડ કરનાર પણ રૂડી અને ભાણો હતાં, અને દિવસે શેરીએ શેરીએ માંગણ બની યાચના કરનાર અને દેવાલયને ઓટલ્લે રાત્રી પસાર કરનાર પણ એજ હતાં! ફક્ત બેજ ગુણિકાઓ તેઓમાં વિદ્યમાન હતી–**લગ્ન સ્નેહ** અને **ઈશ્વરકૃપા.**

રાજમાર્ગ પર દુકાનેથી પાન ખાવા, જોડાને ચળકી કરાવવા, કે અન્ય કામ માટે જનારને લોટ પૈસો કે વસ્ત્ર માંગનાર યાચકની આજીજી ભરી મક્કમ માગણીનો અનુભવ થયો જ હશે. ભાણો, તેનો છોકરો અને સ્ત્રી આ પ્રદ્ધતિ ગ્રહણ કરી માગતાં હતાં.

એક વખત એક ધનવાને અનુકંપા કે લોકૈષણાથી પ્રેરાઇ એ ત્રણેને પોતાને આવાસ આવવા સૂચવ્યું. બંગલે વાર્તાલાપ થતાં એ અભ્યાગતો પોતાના પરગણાનાં અને કોમનાં માલમ પડતાં ભાણાને પોતાની" મીલ" માં ઝાંપા કારકુનની અને રૂડીને ઘરમાં દેખરેખ રાખનાર કારભારણની કામગીરી આપી. આ માટે ખાવાપીવા ઉપરાંત માસિક ચાળીસ રૂપીયા પગાર. આમાં શેઠની બેવડી નેમ હતી. સરળતા, સત્ય નિષ્ઠા, અને પ્રમાણિકપણાથી ભાણજી મીલ કામદારમાં 'ભગત' નામે પ્રખ્યાત થયો. શેઠે ભાણજીના જીવનમાં ઘણો રસ લેવા માંડયો. તેમણે તેના પુત્રને સ્થાનિક આંધળા બ્હેરાની શાળામાં વાંચતાં, નેતર ભરતાં અને સંગીત શીખવા મુકયો. આ સર્વ ચાલબાજીમાં શેઠની ઇચ્છા રૂડીને વશ કરવાની હતી. શેઠાણીની હાજરીમાં કે ગેરહાજરીમાં અનેક કામ પ્રસંગો ઉભા કરી તેમણે રૂડી જોડે ગમે તેમ બોલવા ચાલવાની છુટ લેવા માંડી. શેઠની આ વર્તણુક માટે રૂડીએ શેઠાણીનું ધ્યાન ખેંચ્યું, પણ આથી બેવડા વિકારવશ બની શેઠે રૂડીને અડપલું કરવાની છૂટ લીધી. રૂડીએ આ દશા પોતાના **લગ્ન સ્નેહને** બાધક લાગતાં નોકરી જ મૂકી દીધી. સમજાવી શકાય એટલા પ્રમાણમાં ભાણજીને તેણે વસ્તુસ્થિતિ સમજાવી.

આખરે રૂડીએ મીલ બહાર એક ઓરડી ભાડે લઈ ત્યાં ગાંઠીઆ, ભજીયાં, ભેળ, ચેવડો અને ભુસાની ખાવાનું વેચવાની દુકાન જમાવી. સારો માલ, સ્વચ્છ અને રોચક બનાવટ અને રૂડીની મીઠી બોલીથી "**રૂડીની દુકાન**" આજુબાજુના મીલ વિસ્તારમાં જાણીતી થઈ ગઈ. રોજ પાંચ છ રૂપીયા વકરો થવા માંડયો. ભાણજી અને રૂડી છ માસમાં તો બેવડી આવકથી અને ત્રેવડથી સાધારણ પૈસાવાળાં થવા માંડયાં.

પોતાની ધારણામાં નાસીપાસ થયેલા શેઠ સીધી રીતે રૂડી કે ભાણા પટેલ ઉપર વેર લઈ શકતા નહતા, પણ ભાણાની- પોતાને પૈસે રૂડીને દુકાન ચલાવવા અપાતી–આવક તેજોદ્વેષ અને અહંઘાતકની

એવડી પીડાથી તેમને આંખના કણા માફક ખૂંચી રહી હતી. બરાબર નોકરી બજાવતા કામદારપ્રિય એ હાજરી કારકુનને તે રજા આપી શકે તેમ ન હતું. એક વખત તેમણે પોતાના બંગલામાં વપરાતો ઈમારતી માલ, મીલમાં જમે કરાવવા ખાતી ગાડાં મોકલ્યાં હતાં. ભાણાએ માલ વગર આવકની પાવતી આપી નહિ. આ વાત વધારે ચોળાય તો પોતાની પોલ પકડાય માટે શેઠે ભાણાને પ્રમાણિક ઠરાવી પગારમાં દસકો વધાર્યો પણ....................

તેમાંએ શેઠની પણ ચાલબાજી જ હતી. ખાનગી નોકરીમાં પગારની રકમ એકદમ વધે એટલે પાણીચું આપવાનો પૂર્ણ ખબર સમજવામાં આવેછે. ભાણાએ તે માટે તૈયારી કરવા માંડી અને રૂડીની દુકાનમાં ધ્યાન આપવા માંડયું. એક વખત રાત્રે રૂડી અને ભાણો તે દિવસનો વકરો ગણતાં હતાં, તે વખતે મીલનો પઠાણ ચોકીદાર ભજીયાં લેવા આવ્યો.

ભાવતાલ અને વજન માટે રકઝક કરી તેણે રૂડીને ગાલિપ્રદાનથી અપમાનવા માંડી. ભાણાએ તેને–શેરખાંને જબાન બંધ કરી ચાલ્યા જવા કહ્યું. ત્યાં પઠાણે તેને પણ અપશબ્દ કહી, પાસે પડેલી લાકડાની બાજઠ તોળીને લમણા ઉપર ઝીંકી દીધી. આ કાતિલ ફટકાથી ભાણો મગજનું સમતોલપણું ગુમાવી જમીન પર પડી ગયો. રૂડીની ત્રાડથી ભેગા થયેલા મીલ કામદારો પઠાણ પર તૂટી પડવાની તૈયારીમાં હતા, ત્યાં રૂડીએ તે બનાવને અકસ્માત જણાવી પઠાણને મદદે આવનાર તરીકે ઓળખાવ્યો. રૂડીની આ ખાનદાની પર ફીદા થયેલા શેરખાંને શેઠની આવી ગંદી કામગીરી માટે આવવા માટે અફસોસ થયો. બેભાન ભાણાને ખભે ઉચકી તે પાસેની ઇસ્પીતાલમાં લઈ ગયો.

દસ દિવસે ભાણો ભાનમાં આવ્યો, પણ તેણે સાન તો ગુમાવી. તે આજીવન શૂન્યમનસ્ક રહેશે એવો દાક્તરનો મત હતો.

શેરખાંએ બેઈમાન શેઠને તેમની હિંસક કીનાખોર વૃત્તિ માટે સખ્ત શબ્દોમાં કહેવાથી સમય સમજી તેમણે મૌન સેવવામાં વ્યાહ-વારિક ડહાપણ ગણ્યું.

રૂડીને શહેરમાં બીજા છ માસ કાઢતાં બરડે પાણી ઉતર્યાં. અંધ પુત્ર અને શૂન્યમનસ્ક પતિની ચાકરી ઉપરાંત દુકાન અને ઘરકામ સંભાળવામાં તેણે કાયાને કસવા માંડી. પણ તેના મન ઉપર ફારગતી લઈ પોતાનું ઘર માંડવાનું કહેનારાંના અને સગાનાં દબાણે ભારે આવરણ જમાવી દીધું. પોતાના **લગ્નસ્નેહને** તે બટ્ટો લગાવવા માગતી નહોતી. તેને પોતાના જીવને કે જીવનને કાલિમા લાગવા દેવી નહોતી. જે **લગ્નસ્નેહે** તેમને શહેરમાં પ્રવાસી, માગણ, નોકર અને દુકાનદાર બનાવ્યાં હતાં, તેમાં સ્વપતિનો સમાન હિસ્સો તે ગણતી હતી. હવે તે પૈસે, વિચારે, અને ધર્મે ધનવાન હતી.

છેવટે ભાણો ચિતભ્રમ અવસ્થામાં પંચત્વ પામ્યો. રૂડીને હવે **લગ્નસ્નેહની** સાંકળ—અંધ પુત્ર—માટે જ જીવનમાં રસ રહ્યો. એ અરસામાં શેઠાણી દેવ થતાં, શેઠે રૂડીને નાતરૂં કરવા કહેવડાવ્યું. પાછળ પડેલા શેઠની જાળમાંથી છટકવા, રૂડી શહેરની દુકાન સમેટી લઈ, અંધ પુત્રને લઈ પોતાને વતન જતી રહી. ત્યાં બે ચાર ગાયો રાખી, દૂધ વેચી પોતાના અંધપુત્રને ધંધાની લાકડી સમ તે થઈ રહી. આમ **રૂડીએ લગ્નસ્નેહ નભાવી** જાણી બતાવી આપ્યું કે **“ માનવી જન્મ કરતાં કર્મથી મહાન ગણાય. ”**

# ધૂન

**બાળ** વર્ગમાં ‘ ધજાનો ધ ’ શીખતાં બાલ માનસને એવી કલ્પના તો ભાગ્યેજ થઈ શકે, એ ‘ ધ ’ સાથે ‘ ધર્મ ’ ને વૈમનસ્ય થાય, અને ‘ ધન ’ ને મિત્રતા થાય ત્યારે ‘ ધૂન ’ સત્તાશીલ બને ! ધનમલ મારવાડીની બાબતમાં કંઈક આવું જ બન્યું હતું.

‘ પેટ ’ માટે એ મારવાડથી રાજનગર આવ્યો ત્યારે શરીર સિવાય બીજું કાંઈ એની પાસે ન્હોતું. રાજનગરમાં આવી એણે ચિનાઈસીંગ અને સાકરીયા ચણાનો ખુમચો ફેરવવા માંડયો, ને સાથે ધરમ પાળવામાં–રોજ દેરાસર જવામાં, અને પ્રાર્થનાપૂર્વક ભક્તિ કરવામાં એ ઘડિયાળના કાંટા જેવો ચોક્કસ રહેવા માંડયો. પૈસા થતાં એણે ગોળ અને મસાલાનો ધંધો શરૂ કર્યો. વેપાર વાંઝીયો ન હોય, એ લોકોક્તિ અનુસાર બે વર્ષમાં તો તેણે સારી કમાણી એકઠી કરી. આ રીતે જેમ ધન એકઠું થતું ગયું, તેમ દુઃખ–સાથી ધર્મ તેને તજવા આનાકાની કરતો હોય, એમ લાગવા માંડયું. પ્રથમ જે નિત્ય દેરાસરે જતો, તે હવે વાર તહેવારે જવા લાગ્યો.

ધીરે ધીરે ધનમલ શેઠ બન્યો, અને ચોકમાં ‘ હાટ ’ જમાવી દીધી. નાણાં ગાંઠે થતાં તે મારવાડ ગયો અને મોટાભાઈ રોકડચંદની મદદથી પરણ્યો. બે ત્રણ માસ બાદ એ રાજનગરમાં પાછો આવ્યો, ત્યારે દિવાળીની રોશની જોવા કેડે વસ્ત્ર પર ફરતો સોનાનો કંદોરો દર્શાવી તેની લાડીજી લાડુબાઈ પણ મારવાડના દ્રવ્ય પ્રદર્શનની રસમ દર્શાવતી આવી હતી !

લાડુના પગલે કહો કે પૂર્વની ધર્મશ્રદ્ધાએ પણ દિને દિને ધનમલ યથાનામ ધનકુબેર બનવા લાગ્યો. દુકાન મોખરા પર હોવાથી વકરો

સારો થતો, અને જણસ કે મિલ્કત પર ફક્ત પચાસ ટકા વ્યાજે નાણાં ધીરી સારો નફો એ તારવી શકતો. બીજી જ દિવાળીએ લાડુબાઇ પ્રસવાર્થના શુભ કામે પિયર ગઇ, ત્યારે ધનમલ શેઠ પાસે લાખેક રૂપિયાનો કાંચન અને રોકડનો સમૂહ હતો.

અમદાવાદી શેઠીયા માફક મારવાડી પણ ધ્યેય વગર ધન સંચય કરે છે; પરન્તુ એનો વ્યય પણ પોતાની માનેલી ધૂન પાછળ જ કરે છે. એઓ પૈસાને તાણી લાવે છે, તેની સાથે જ લોભ, ધૂન, ખુશામત, કાચા કાન અને કાળી દાનતને પણ ઘસડી લાવે છે. ધનમલ મારવાડીની બાબતમાં તો આવું જ બન્યું.

મોદી હાટની એણે શરાફી પેઢી બનાવી હતી, અને રોજ હજારો રૂપિયાની ઉથલપાથલ કરી લાખે લેખાં ગણતો. રોકડચંદે તેને ઇન્દોર, રતલામ દુકાન કાઢવા સલાહ આપી હતી. કેમકે રાજનગરના શ્રીમંતો સામે ધનમલ ટકી શકે કે નહિ તેની તેને શંકા હતી. પરન્તુ ધનમલને એ વાત રૂચતી આવી નહિં.

જેમ જેમ ધનની પ્રાપ્તિ વધારે થતી ગઇ, તેમ તેમ તેની સાથે ધૂન પણ આવતી ગઈ. હકીમચંદને 'સર' નો ખિતાબ મળ્યો, પેલા પોકરણા જળભરા રંગીલદાસને 'રાવ સાહેબ' ની ઉપાધિ મળી, તો આ ધનના ભંડાર ધનમલને એવું માન–ચાંદનું લલામ કેમ ન મળે ? એ વિચાર–ધૂને ધનમલ શેઠે ત્રિધા પ્રવૃત્તિ આદરવાનો આરંભ કર્યો.

આખા બજારને–રૂ બજારને–એક હથ્થુ કરવા નાણાં પાથરી ધનમલે પોતાનું મંડળ જમાવ્યું. જેઠાલાલ શેઠ, મહમદ મુકાદમ, રૂબેન ઇજનેર, પેસ્તનજી દલાલ, અને શંકરચંદ શરાફને પોતાની ટોળીમાં ભેળવ્યા. રૂ બજારના રાજા થવાની એની નેમ હતી, ને સાથે સાથે એકાદ સરકારી ખિતાબ મેળવવાની વાંછના પણ હતી. એટલે વધુમાં જાહેર પત્રોમાં પોતાનું નામ છપાય, એવી જાહેર પ્રવૃત્તિ–

ખુલ્લી સખાવત કરી એવાં નાગરિક કાર્યોમાં પણ એણે આગેવાની ભર્યો ભાગ લેવા માંડયો. સરકારી ઉપાધિ મેળવવાનો માર્ગ સરળ કરવા ખાતર પટાવાળાથી માંડી મોટા અમલદાર સુધી સૌને 'નૈવેદ્ય' ધરાવી ખુશ રાખવા માંડયા; ને એવાં જ બીજાં કાર્યોમાં છૂટે હાથે નાણાંનો ઉપયોગ કરવા માંડયો.

આમ કરવાથી ધનમલને ખાત્રી હતી, કે બહુમાં બહુ નાતાલ સુધીમાં તો પોતે 'બેરોનેટ' બની જ જશે. તેની આ ધાર્મિક ધૂને જ મારવાડીની સૂમ મનોવૃત્તિને 'સેફ્ટી વાલ્વ' ઉઘડાવી, ઉદાર બનાવવામાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો. આ પણ એક સમય પલ્ટો જ હતો.

કહેવાય છે કે, લેખકો સ્વધૂન કે સ્વાનુભવ મુજબ કોઈ પણ વિષયને સારો નરસો શબ્દચિત્રમાં રજુ કરે છે; પણ ધનમલની બાબતમાં તો તેની ધૂન સત્ય સ્વરૂપમાંજ રજુ થઈ છે. અને એથીજ નાણાં આમ ઉડાડી ન દેવાના રોકડચંદના શિખામણ પત્રો, લાડુબાઇએ આપેલા સ્વપુત્રના સોગન, ને મારવાડી વેપારીઓની કરકસર કરવાની આજીજી, તેના ધૂની મન–પવનથી ઉડી જવા માંડી, તેનું ખુશામતખોર મંડળ તેજીમાં હોવાથી ત્રણ વર્ષમાં આવક કરતાં ખરચનો આંકડો વધી ગયો. તેમ છતાં છાપખાનામાં જાણે તેના જ નામના અક્ષરો ખૂટયા હોય, તેમ દર વખતે ખિતાબધારીઓની વચ્ચે તેનુંજ નામ છાપવું રહી જતું! તેના જ મંડળના જેઠાલાલ શેઠ જે. પી. થયા, રૂબેન સી. આઈ. ઈ. થયા, પેસ્તનજી 'ખાન બહાદુર' બન્યા, પ્રણ ધનમલ શેઠ તો પૈસે ટકે ખુવાર થવાં છતાં 'મારવાડી શેઠ' જ રહ્યા!

શેઠના કારભારની આ પોલનો લાભ લઈ ત્રણ વર્ષમાં એમના શંકરચંદ અને મહમદે પણ પોતાની ચાલીઓ બંધાવી દીધી, અને આખરે એ મંડળે ધના શેઠના દેવાના પડઘા સંભળાતાં, સ્વમંડળ સમેટવાનું પગલું ય ભરી લીધું.

ત્રણ વર્ષ બાદ ધનમલ્લ શેઠની ‘ લોઢાને પાયે ’ પનોતી બેઠી હોય એવું સ્પષ્ટ જણાઈ આવ્યું. આફતમાં જંજાળ વધે તેમ શેઠને બીજાં બે સંતાનની વધુ પ્રાપ્તિ થઈ; તે સાથે એમની કંપની પોકળિયા જણાતાં પેઢી પર માગનારનો દરોડો પડયો. રૂ બજારમાં ‘ રાજા ’ થવા માટે પણ ધનમલનાં નાણાં રોકાયલાં હતાં.

એટલે ‘ પાઘડીનો વળ છેડે ’ તેમ એમને નાદારજ બનવું પડયું ! દશાના રંગ ન્યારા છે ! એમને જ પૈસે તાગડધિન્ના ઉડાવનાર લીલાવનના સુડા જેવા એમના ખાંધિયાઓએ પણ એમને મદદ ન કરી, એટલું જ નહિં પોતાનાં નાણાં માટે તકાદો કરવા ઉપરાંત માગનારને પણ ‘ દાવા ’ દાખલ કરવા માટે ઉશ્કેર્યા.

આમ ચારે તરફથી ધનમલ્લને ઘસારો લાગતાં, અન્ન ને દાંતને વેર થાય એવી દશા પ્રાપ્ત થઈ. નાદારી લેતાં કોર્ટે રહી સહી મિલકત હરાજ કરી માગનારને રૂપિયે દોઢ આની ચૂકવી આપ્યું. રોકડયું દે સલાહ આપવા સિવાય બીજી મદદ ન કરી, ને કુબેરમાંથી કંગાલ બનેલા ધનમલને હવે પોતે, લાડુબાઈ તેમજ ત્રણ સંતાનનું પોષણ કરવાનું પણ મુશ્કેલ થઈ પડયું ! એક દિવસનો લાંખો પતિ અન્ન માટે શહેરના સઘળા લત્તાઓમાં અથડાયો, પણ કાંઈ ન મળતાં ‘ ભૂખ્યો મારવાડી રડે ’ તેમ એક ઠેકાણે બેસી ખરેખર રડયો ! એના રૂદને એની ધૂનનો નાશ કર્યો ને ધર્મ એને સાંભર્યો, પણ હવે શું વળે ?

બીજા જ દિવસના પ્રભાતે તેણે રળિયામણા રાજનગરનો ત્યાગ કર્યો...હાલ એ કયાં છે, તેની તો ખબર નથી; પણ સંભવ છે, કે ધર્મે તેને મદદ કરી હોય તો ગુજરાતના કોઈ ગામમાં તે ‘ કરિયાણાનો કોથળો ’ કરી પેટીયું કૂટી કાઢતો હશે !

ધૂન માણસને દુઃખના દરિયામાં ડૂબાવી દે છે. અને એમાંથી કુટી નીકળતો ધર્મ પુનઃ તેને તારે છે, આપણને ખાત્રી થાય છે કેઃ—

“ રસ બુદ્ધિ પ્રભુ સહુ માનવનાં,
રસઐકય વિના અહીં વ્યર્થ જતાં. ”

# મહેમાન

અવિનાશને તેના જુદા જુદા હિંદી સામયિકોના લેખપ્રકાશને લીધે કાઠિયાવાડના એક દેશીરાજ્યે હિંદી–પ્રચારક નીમ્યો ત્યારે તેને 'સીવીલીઅન'ની જગ્યા મળ્યા જેવો આનંદ થયો. કલકત્તા યુનિવર્સીટીનો 'મેટ્રિક' થયા બાદ તે બે માસથી બેકાર હતો, એટલે આટલા ટુંક સમયમાં માસિક ચાળીશ રૂપીઆ પગાર અને કોલસા ને ગ્યાસતેલ મફત મળવાની શરત, તેને 'વર્સેલ્સની સુલેહ' જેવી લાગી. અલ્હાબાદથી મુંબાઇ આવી, સ્ટીમર માર્ગે ભાવનગર ઉતરી તે પોતાની રોજીના સ્થાન, રાજ્યના પાયતખ્તમાં ઉપડી ગયો.

બાબુજીએ પહેલાં તો પોતાની વાગછટાથી શાળામાં સનસનાટી ફેલાવી દીધી; પણ લખવું અને મનમાં ઠસાવવું એ બે ભિન્ન કળા હોવાથી અવિનાશના સામયિકોના, નવલકથાના, ચિત્રપટ ગાયનના અને શૃંગારી હિંદી પદ્યના જ્ઞાનનો ક્રમે ક્રમે વિનાશ થવા માંડયો. વળી વ્યારણ, જેના વડે ભાષાનું બંધારણ યોજાય તેમાં તો તે શૂન્યમનસ્ક હતો. જેમ તેમ છ માસ 'ફેંકોલોજી' ચલાવ્યા બાદ સત્રાંતે લેવાતી હિંદીની પરીક્ષામાં તેના શિષ્યો લખવા અને બોલવામાં ગુજરાતી–હિંદી વાપરવા માંડયા એટલે બેસતા વર્ષની બોણીમાં અવિનાશને પાણીચું મળી ગયું.

વસંતપંચમીએ લગ્ન કરવાની મહેચ્છા સેવતા બાબુજીને, આમ અધુરે 'રીવર્ટ' થવાની દશા પ્રાપ્ત થતાં, પોતાની પાસે વધેલા દસ રૂપિયામાંથી 'રાજનગર'–પોતાના બેકાર દેહને લાવવા, અમુક નૈવેદ્ય અગ્નિરથને ધરવું પડયું.

વિરમગામે સ્થાનાંતર કરાવી, અગ્નિરથે અવિનાશને અમદાવાદ સ્ટેશને પહોંચાડયો. ખીસ્સામાં ફક્ત ચાર રૂપીઆ, ત્રણ આના અને એક પૈસો હતો. એટલે આગળ વધાય, પણ અલીગઢ સુધી પણ પહોંચાય તેમ નહોતું. અને રાત્રિના વખતે અમદાવાદમાં જવું પણ ક્યાં ? આખરે વીશી કે ધર્મશાળામાં રહેવાનો મનસૂબો સેવતો અવિનાશ પોતાની કંતાનની થેલી ઉંચકી આગળ વધવા માંડયો.

" આપ જ કાલીચરણ બાબુ ને ? ભાવનગરથી આવતાં આપને કંઇ તકલીફ પડી નથી ને ? શેઠની મોટર તૈયાર છે. આપને શાહી-બાગના બંગલે લઇ જવા........."

અવિનાશને આ સર્વ ગૌડબંગાળ લાગ્યું. ' ના ' કહેવાનો નિશ્ચય કરતા તેના મનને તેની સાહસિકવૃત્તિએ પાનો ચઢાવી કહ્યું; ' જા અને જો ! '

ખાદીધારી ગુમાસ્તાને પગલે પગલે તે મોટર તરફ ચાલ્યો. તેને મોટરમાં બેસાડી ડ્રાઇવરને અમુક હુકમ આપી, ગુમાસ્તો શેઠનાં સંપેતરાંને લીધે દશ કલાકની નોકરી પુરી કરી, કુટુંબ ભેગો થવા એક આનો ખરચી ' સ્ટેશનથી ભદ્ર જતી બસ ' માં બેસી ગયો. માધવપુરાથી શાહીબાગ તરફ જતી ' પ્રાઇવેટ ' માં અવિનાશ ' હવે શું ! ' એ પ્રશ્ન મનમાં છણતો હતો.

મોટર શાહીબાગ રોડ ઉપર આવેલા એક બેઠા ઘાટના બંગલા પાસે આવીને ઉભી રહી. ખાદીના સ્વચ્છ ' યુનીફોર્મ ' માં સજ્જ થયેલા એક દરવાને બારણું ઉઘાડી અવિનાશને વંદન કર્યાં. એક મરાઠણ દાસીએ તેમનો સામાન લઇ દિવાનખાનાનો રસ્તો બતાવ્યો.

અવિનાશે એકી જ નજરે જોઇ લીધું, કે બંગલાની બાંધણી ' ઇમ્પીરીયલ દિલ્હી ' ના સરકારી નિવાસસ્થાન જેવી પદ્ધતિની હતી. વચ્ચે એક મોટો ' હોલ ' અને આજુબાજુ વર્તુલમાં બીજા છ ન્હાના ખંડ હતા. દિવાનખાના અને બીજા ભાગો ઉપર પાકું ધાબું હતું. માળનું નામ નહોતું. વર્તુળાકાર ધાબું એજ માળ ગણી શકાય.

દિવાનખાનામાં સોળ વર્ષની એક કુમારિકા બેઠી હતી. અવિનાશે તેને 'જય જય' કરી પાસે પડેલા 'આરામાસન' પર લંબાવ્યું. રૂપેરી ઘંટડીના અવાજે તે સુંદરી બોલી.

"બાપુએ કહ્યા મુજબ તમે બરાબર આવ્યા જ. કાશીની તમારી કલાસેવાનાં વખાણ તેમણે મને કહી સંભળાવ્યાં."

"ભાવનગર રાજ્યે પણ તમારી ઠીક કદર કરી. 'કલારત્ન' નો ખિતાબ હજુ કોઈ ગૂજરાતીને મળ્યો નથી, તે તમને કાશી જેટલે દૂર સ્થળેથી બોલાવી આપવામાં રાજ્યની મોટાઇજ ગણાય."

"હં...અં...અં" કહેતો અવિનાશ ભુલભુલૈયાંનું પ્રહસન સમજવા માંડયો. પોતે–કાલીચરણ–કાશીના કલાકારના સ્વાંગમાં છે, એ સમજતાં તેની કુશાગ્ર બુદ્ધિને વાર લાગી નહિં. 'માથે પડી વિશ્વદેવા' માફક એ પાઠ પૂર્ણ ભજવવાનો તેણે નિશ્ચય કરી દીધો. કંઇક સ્વગત ગણગણીને તે પ્રગટ બોલ્યો.

"એ સર્વ શેઠ...અ...અ" શેઠનું નામ યાદ લાવતાં તેણે 'અ' થી શરૂઆત કરી. તે કન્યકાએ 'અમીચંદ' નામ ન કહ્યું હોત તો તે 'જ્ઞ' સુધી જવા તૈયાર હતો! "અમીચંદ–આપના બાપુની કૃપા અને કલાની કદર રાજવી ન કરે, ત્યારે કોણ કરશે?" બેઉ બાજુ તેણ મસ્કાથી મુલાયમ બનાવવા માંડી. આ સમયે આવી પહોંચેલા અમીચંદે હસી દીધું.

અમીચંદ શેઠે પોતાની પુત્રી **પ્રજ્ઞાની** ઓળખાણ કરાવતાં કહ્યું; "કાલીચરણ, આ છોકરીને ધાવણી લઇ એની મા અને હું કાશીમાં તમારે ત્યાંજ ઉતર્યા હતાં. આજે એની મા નથી, અને આવતી વસંતપંચમીએ એને અત્રેના ઝવેરી કુટુંબના જીવરાજ જોડે પરણાવી પારકી કરવાની છે."

છોકરો 'બી. કોમ' પાસ થયેલો છે. એને અત્યારે તેના બાપ તરફથી મળેલી બે માળો અને લાખેકની મિલ્કતનો વહીવટ સારી રીતે કરે છે, કેમ જમાઇ તો સારો શોધ્યો છે ને?"

" શેઠ, તમારી પસંદગીમાં ખામી હોય ? ઝવેરી હીરાની જ પારખ કરે ને ! " અવિનાશ બોલી ઉઠયા.

" અને કાલીચરણ કાકા, મ્હારે કાશી આવી તમારી હવેલીઓ, અને તેમાંએ ખાસ કરીને જુનાં બાવલાંઓ જોવાં છે. બાપુ તેનાં વખાણ દિવસમાં દસવાર કરે છે. " પ્રજ્ઞાએ કહ્યું.

" અરે, હા ! હું તમને લખતાં ભૂલી ગયો. અમારા જમાઇરાજને પુરાતત્વ શિલ્પમૂર્તિઓનો ખાસ શોખ છે. જૈનયુગની પ્રતિમા માટે તે મરી ફીટે છે. તમારે ત્યાં તો બ્રાહ્મણયુગ, બૌદ્ધયુગ અને જૈનયુગની પુરાણી પ્રતિમાઓનો ભંડાર છે ને ? "

" હા, તેમાંની કેટલીક તો જર્મની, જાપાન અને અમેરિકા પણ ગઇ છે. હજી પણ થોડું ઘણું—"

એ વખતે જમવાની તૈયારી થયાની ભટ ખબર લાવ્યો. પ્રજ્ઞા પાણી પાટલાની વ્યવસ્થા કરવા ગઇ. અમીચંદ અવિનાશને એક ઓરડી પાસે લઇ જઇ તાળું ઉઘાડી બોલ્યો. " કાલીચરણ, આ મૂર્તિની શી કિંમત ધારો છો ? જૈન સમય જેવી તે લાગે છે ને ? "

" દસેક રૂપિયા : "

તેને અટકાવી અમીચંદ બોલી ઉઠયો. " અરે યાર ! તું અમદાવાદના બજારને જાણતો નથી લાગતો ! અહીં તો રૂપીઓ કહે તો પરઠાણ કરતાં આનો આપે ! જો આ પ્રતિમા હું ગુજરીમાંથી ફક્ત બેજ રૂપીએ લાવ્યો છું. આપણે ત્હારી મદદથી જમાઈ પાસેથી તેના બે હજાર રૂપીઆ લેવા વિચાર છે. ત્હારી દલાલી નહિ ભૂલાય. ત્હારા સંગ્રહમાંથી તે વેચવા આણી છે, એવા કથનને ત્હારે જાળવી લેવાનું અને સોદો પાર પાડવાનો. કબૂલ છે ને ? " અમીચંદ શેઠે રીઝી અવિનાશના બરડા પર ધપ્પો મારી કહ્યું.

સંસ્કાર કે સંજોગને લીધે અવિનાશને, અમીચંદની આવી— દિકરીના—જમાઇના દામમાંથી કમાઈ કરવાની મહેચ્છા ગમી નહિ.

તેણે અર્ધમૌન સૂચવતાં 'હું ઉં ઉં ઉં' કાર ધીરે સાદે પોકાર્યો. એ ઉચ્ચાર 'હા-ના' ના દ્વંદ્વસૂચક હતો.

એ અરસામાં દરવાને આવી અમીચંદના કાનમાં કંઈક કહ્યું. અમીચંદે દરવાનને કંઈક સંજ્ઞા કરી. અવિનાશ અને અમીચંદ વર્તુળમાં ફરતા ફરતા, એક ઓરડાના દ્વાર આગળ આવી ઉભા. ત્યાં પાયજામો અને કફની પહેરેલો છ ફીટ ઉંચો યુવાન અવળો પણ સ્થિર ઉભો હતો. તે સ્થિર પુતળા માફક ઉભો હતો. અવિનાશે તેની પીઠ ઉપર હાથ ફેરવતાં કહ્યું, "આ મીણનું પુતળું સાવ જીવતા જેવું લાગે છે. એને કેટલે લાવ્યા અને કેટલા દામે જમાઇને વેચવું છે?" એવું પેલા પુતળાએ ગોળ ફરી અવિનાશને ગળચીથી પકડયો અને કહ્યું: "બદમાશ! મ્હારા નામે અમીચંદ શેઠને થાપ આપવા માગે છે? ત્હારી હડ્ડી ખોખરી કરી, ડોક તોડાવી:

"અને ભૈયા! તે અમીચંદ શેઠે તોડવાંજ પડશે." અવિનાશે મક્કમ સ્વરે કહ્યું.

શેઠે કાલીચરણને સંજ્ઞા કરી, એટલે તેણે અવિનાશને છુટો કર્યો; અને અવિનાશને સામ અને દામથી ચાલી જવા સમજાવવા માંડયો. અવિનાશને અમીચંદ શેઠે પાંચસો રૂપિયા આપવાની શરત પણ કરી. તેણે તે માંગણી ડોકરે ચઢાવી કહ્યું કે 'તમારા બોલાવ્યાથી હું આવ્યો છું; અને હવે તો તમારા જમાઇરાજનાં દર્શન કરીને જઈશ. તે ત્રણે જણા સમજુતી પૂર્ણ કરે એ અરસામાં આગળ પ્રજ્ઞા, અને થોડીવારે એક યુવક ત્યાં આવી પહોંચ્યાં. યુવકને અમીચંદે જીવરાજ તરીકે ઓળખાવ્યો. તે બુદ્ધિ અને નીતિની પ્રતિમા જેવો પ્રતિભાશાળી હતો.

અમીચંદે કાલીચરણની શિલ્પકલાવિશારદ તરીકેની અને અવિનાશની કાશીના 'રાયબહાદુર' કુટુંબના વારસ તરીકેની ઓળખ

આપી, તેમની પાસેના શિલ્પસ્મારક સંગ્રહનાં કાલીચરણે અને અમીચંદે ભારોભાર વખાણ કર્યાં. એ અરસામાં હાજર રહેલા સર્વે એ નોકરે હાજર કરેલા કઢિયલ દુધ અને બનારસી પાનપટ્ટીને ન્યાય આપ્યો.

ત્યારબાદ અમીચંદે જીવરાજને પેલી પત્થરની પ્રતિમા બતાવતાં કહ્યું. રાયબહાદુરના કુળદીપક પાસે, ભાવનગરના નગર શેઠે દશ હજાર રૂપિયે આની માગણી કરી હતી; પણ અમારા જુના સંબંધને માન આપી મ્હારી વિનંતી સ્વીકારતાં, તેમણે તે તમારે માટે અત્રે આણી છે. આ શિલ્પકળાવિશારદ તેની ઘડતર સાલ ઈ. સ. ૧૯૫૩ કહે છે. આખા હિંદમાં આવી એકજ પ્રતિમા હોવાનું તેઓશ્રી જણાવે છે.

તમારા આવતા પહેલાં કાલીચરણ બાબુને મ્હેં ઘણી રીતે સમજાવી, તેની કિંમત ફક્ત એકવીસો રૂપિયા ઠરાવી છે. તમે નહિ રાખો તો તે કાલે પોતાના માણસ સાથે પુનઃ મૂર્તિ ભાવનગર મોકલાવી દેશે ! કેમ બાબુજી ?" તેણે અવિનાશ તરફ નેત્રપલ્લવી કરતાં કહ્યું.

અવિનાશે હવે પોત પ્રકાશવા માંડયું. તેણે મક્કમ અવાજે કહ્યું, "હા, પણ એ મૂર્તિ મ્હારી તો છે ને ? તેને—"

અમીચંદ અને કાલીચરણે તેના પડયા બોલ ઉપાડી લઇ કહ્યું. "આપનોજ એ અમૂલ્ય માલ છે. આપ ધારો તેમ—"

અવિનાશ બોલી ઉઠયો. "ત્યારે આ પ્રજ્ઞા માટે મને મમતા છે. અને—"

જીવરાજની આંખ અને અમીચંદની તાલ ગુસ્સાને લીધે રક્તવર્ણાં બની ગયાં. કાલીચરણ અવિનાશને અમીચંદનો હુકમ મળતાં એક મસ્કતી દાડમ આપવા બે હાથ તૈયાર કરવા મંડયો. ત્યાં અવિનાશે પૂર્ણાહુતિ કરી. "અને એ મ્હારી ભત્રિજીને કન્યાદાનમાં એ મૂર્તિ હું ભેટ આપવાનો સંકલ્પ કરૂં છું."

બે રૂપીઆના માલના બે હજાર ઉપજાવવાની અમીચંદની વણિકવૃત્તિ ઠરી ગઈ! બોલે તો જીભ વઢાય. અને ના કહે તો નાક વઢાય, એવી ત્રિશંકુ દશા તેની થઇ. કાલીચરણ અને અવિનાશ સ્હામે તેણે નજરે ઠેરવી આખરે "સારૂં" કહી દીધું.

કાલીચરણને અમીચંદે સો રૂપીઆ આપી વિદાય કર્યો, અને અવિનાશ–પ્રજ્ઞાજીવરાજનાં વસંતપંચમીએ થનારાં લગ્ન સુધી, અમી-ચંદને ત્યાં સ્વજન–મહેમાન તરીકે રહ્યો. તેણે દંપતીને પેલી પ્રતિમા કન્યાદાનમાં આપી, આખરે તેણે એક તાર બતાવ્યો. 'રાયબહાદુરનાં કાશીનાં મકાનો ગંગાના પુરમાં તણાઇ ગયાની' તેમાં ખબર હતી.

જીવરાજે આગ્રહ કરી આપેલા પચાસ રૂપીયાની મદદથી તે કલકત્તા જવા રવાના થયો. જીંદગીમાં એક સુકાર્ય કર્યાનો અવિનાશને આત્માનંદ હતો.



# સાહસે શ્રી

વિજયાદશમીથી શેઠની આડતને લીધે આ દેશી રાજ્યના પાટનગર ચંદ્રપુરમાં મ્હારે ધામો નાખવો પડયો હતો. વસંતપંચમી સુધી માલની લેવડ માટે મ્હારે અત્રે રહેવું પડે તેમ હતું. ચંદ્રપુરના રાજ્યગોર શ્રી શંકરાનંદને ત્યાં તેમના મંદિર પાસેના નિવાસના માળીની બે ઓરડી મ્હેં ભાડે રાખી હતી. યૌવન, ધન અને પ્રભુનો પાર્શ્વદ હોવાથી હું વટકટમાં રહેતો, એટલે સાધારણ રીતે આ ન્હાનકડા ગામમાં હું સફરી લહેરી અને ઉદાર દિલ ગણાતો.

ઘરવટ થતાં મ્હને ખબર પડી કે શકરાનંદ ત્રણ ચાર પેઢીથી અહીં સ્થાયી થયેલા કુટુંબના વંશજ હતા–મૂળ તે અમારા રાજનગરના અને અમારી જ્ઞાતિના હતા, પણ અહીં જ 'અન્ન ત્યાં (મન) વર્તન' ગણી દરી ઠામ થયેલા હોવાથી ભાષા, વેષ, રિવાજ અને હિતને પોતાનું ગણી અગ્રગણ્ય નાગરિક ગણાતા. તેમનામાં પૂજારી ઉપરાંત વૈદક, જ્યોતિષ, અને ન્યાયનાં લાક્ષણિક તત્ત્વો હોવાથી તે **પૂજ્ય પંડિતજી** ગણાતા અને ચંદ્રપુરના આબાલવૃદ્ધમાં ઠાવકા અને ટીખળી તરીકે તેમની નામના હતી. આ ગુણો તેમણે તેમના પુત્ર **ગણેશ** અને પુત્રી **કુમારી**ને વારસામાં આપ્યા હતા–ધીરે ધીરે **ગણેશ** અને **કુમારી** ફુરસદે મને સાથ આપવા માંડયાં, અને કુદરતી રીતે કિશોરી કુમારી તરફ મ્હારૂં મન ખેંચાયું. અમે લગ્નસંબંધ બાબત ગણેશ મારફત પંડિતજીને પૂછાવ્યું. જવાબ ટૂંકો અને ટચનો માર્મિક હતો કે 'પુરમાં નામના કરી, રાજ્યસભામાં માન પામે,

તેને કુમારી જોડે લગ્ન કરવાની રજા મળે.' શરદ્પૂનમથી કંઇક અદ્ભુત કામ કરવાની મને લગની લાગી. પણ રખડપટ્ટીની ચાકરીના દસ કલાક પછી તેનાં સ્વપ્નાં અને સંકલ્પ-વિકલ્પ કરતાં નિદ્રા જ આવી જતી. બીજે દિવસે પુનઃ કુમારીને જોતાં કંઇક રોમાંચજનક સાહસ કરવાની વૃત્તિ થતી નથી.

આમ સ્વપ્ન સેવતાં ધનતેરશ પસાર થઇ ગઇ. કાળી ચૌદશે રાત્રે એક સહકાર્યકરને ત્યાં મિષ્ટાન્ન ફરસાણ ઉડાવી, સંગીતના જલસામાં બે વાગ્યા સુધી મોજ માણી, ઉતારા તરફ આવવા નીકળ્યો. તારાના ટમટમતા તેજમાં માર્ગ કરતો, હું મંદિર પાસે આવ્યો. અંધારામાં ત્રણ ડાકૂ મંદિર પાસે ઉભા હોય એમ લાગ્યું. ડાકૂ મંદિર ઉપર દરોડો પાડવાના હોય એમ મને ભ્રમ થયો. બજરંગ બલિને યાદ કરી, મ્હારા અખાડાના દાવપેચનો ક્રમ મનમાં પુનઃ ગોઠવી, મ્હારા ખીસ્સામાં રહેલો કપાસના ભાર તોળવાનો કાંટો 'હાજર એ હથીયાર' ગણી, કાઢયો! 'ખબરદાર, ડગ પણ આઘા પાછા ખસ્યા તો બેજાન થશો.' કહેતાં પેલા ડાકૂમાંનો એક સ્હેજ હાલ્યો. 'રામરક્ષા રમે હૃદયમાં જેમના તેમના કાર્યમાં સર્વ સિદ્ધિ' પંક્તિ ઝટપટ રટી લઇ, સેવકે તેને આંટી દઇ જમીનદોસ્ત કર્યો અને હૃદય ઉપર કાંટાથી ખચ-ખચ-ખચ ઘા કરતાં, 'ફટ-ફટ-ફટ!' અવાજ સાથે તે ડાકૂ જમીનદોસ્ત થયો! નાયક પડતાં પેલા બીજા બે ડાકૂ પણ ધરાશાયી બન્યા અને તેમને પગની પાટુથી જ શાંત કરી દીધા!

'સાહસે શ્રી' સૂત્ર વિચારતાં હવે મને મ્હારો ગુન્હો સમજાયો. પારકા શહેરમાં એકલો અટૂલો ત્રણ જણને શિક્ષણીય મનુષ્યવધ થાય એવી વ્યથા મ્હેં કરી અને અંજામમાં...........

ઢીલે પગલે હું મ્હારા આવાસ તરફ ગયો અને ઓરડી ઉઘાડી વિચારમગ્ન દશામાં જ દીવાળીનું પ્રભાત જોયું. નિત્યકર્મમાં જોડાઉં

ત્યાં તો ' આ જ તે ખૂની ! મ્હારો ભાડુત અને જ્ઞાતિજન છે. છતાં કાયદો વ્યક્તિગત સંબંધ ગણકારતો નથી. ત્રણ નાગરિકનાં તે ખૂન કરે, અને ઠંડે કલેજે તેનો એકરાર કરવા પણ થાકે ન જાય, એટલે સંભવ છે કે પહેલી તકે તે અહીંથી પોબારા ગણી જાય. પછી એ પરદેશીને પકડવા તમે મ્હને જામીન ગણો. અલ્યા કનક, તને આ શું સૂઝયું ? તું તે કપાસનો વેપાર કરવા આવ્યો છે કે નિશાચર બની ખૂન કરવા આવ્યો છે ? હત્ બ્રહ્મબંધુ ! '

પંડિતજીની આજ્ઞાનુસાર મને કુદરતી હાજતની રજા આપીને તે કાર્ય પૂર્ણ થતાં, એક સામાન્ય કેદીની માફક બેડી પહે-રાવવામાં આવી. બહાર આવતાં મ્હેં ગણેશ અને કુમારીને સ્મિતભર્યા વદને ઉભેલાં જોયાં. મને શંકરાનંદ અને તેમનાં છોકરાં માટે ઘૃણા થઇ કે જેમને બચાવવા હું લડયો તેઓ મનેજ પડયા ઉપર પાટુ મારવાની માફક મજાકમાં હસી મજાહ લુંટે છે ! ' મેરા...કોઇ... નહિ ' ગણગણતો હું ચાવડી તરફ ચાલ્યો.

બપોરે મને અદાલતમાં ખડો કરવામાં આવ્યો અને તે દિવસે રજા હોવા છતાં ન્યાયાધિશ ઉપરાંત મ્હારો મુકર્દમો જોવા આખું પુર ઉમટયું હતું. મ્હારા ઉપરનું તહોમત, પંડિતજીએ પોતે જ સાક્ષી હોવાનું જણાવી, ન્યાયપુરઃસર જણાવ્યું ! અદાલતના ઓરડામાં માનવમેદની માતી ન હોવાથી સાંજે ' રંગભૂમિ ' ના ભવ્ય મકાનમાં ન્યાયની છણાવટ કરવાનું નક્કી થયું. બે કલાકની ફુરસદની વખતમાં ગણેશ અને કુમારી મ્હારે માટે મિઠાઇ, દૂધની દસમી, સંભારિયાનું શાક અને દહીં લાવ્યાં હતાં. પણ મ્હેં ખાવાની તો શું પણ તેમની જોડે બોલાવાની કે કૃતઘ્ન મુખ તરફ જોવાની પણ દરકાર કરી નહિ. મ્હને પકડયો ત્યારથી મ્હારા ઓળા માફક એક યંત્ર સાથેનો માણસ મ્હારી સર્વ હીલચાલ નોંધતો હતો, અને એ સજ્જનને પોલીસવાળા ' માનસશાસ્ત્રી ' તરીકે સંબોધતા. સપરમે દિવસે મ્હારી ગુણાતી

દશામાં મને તો કંઈ સૂઝતું નહિ અને આને અંતે ' ખૂનનો બદલો ફાંસી મળે ' એવી કાળી આગાહી મને, વતન, સ્વજન, સાહસ અને **આવી મજાકની મજાહથી** નાચતાં ભૂત હૃદય-મનમાં લાગણી વિચારોએ ઢાંચો બનાવતાં હતાં !

નક્કી કરેલે સમયે મ્હને રંગભૂમિમાં ન્યાય માટે લઈ જવામાં આવ્યો. રંગભૂમિના મંચ ઉપર એક ન્યાયાસન ગોઠવેલું હતું, તેની ઉપર વૃદ્ધ રાજવી બેઠા હતા. એની સ્હામે પાંજરૂં ઉભું કર્યું હતું. એક બાજુ પંડિતજી સીસમની ખુરશીમાં બેઠા હતા. તેમની જોડે સોફા ઉપર ચંદ્રપુરના પ્રધાન અને યુવાન પાટવી કુમાર બેઠા હતા. બીજી બાજુ દૂર પેલો માનસશાસ્ત્રી પોતાનું યંત્ર વાપરી રહ્યો હતો. રંગમંડપના એક ખૂણે વસ્ત્ર ઢાંકેલાં ત્રણ શબ પડ્યાં હતાં. તેની પાસે કાળાં વસ્ત્ર પહેરેલી ચારેક સ્ત્રી–એક વૃદ્ધા, બે પ્રૌઢા અને એક કિશોરી બેઠાં બેઠાં આંસુ સારતાં હતાં. વધારે આંસુ પાડી જનતાની દયા મેળવવા તે પુનઃ પુનઃ આંખે કંઇક રસથી ભીંજાયલા હાથ અડકાડતાં અને મૂક રૂદનથી જનતા તરફ અનુકંપા માટે યાચના કરતાં હતાં. ક્ષણભર મને પણ થઇ ગયું કે આવી દશા લાવવા માટે ફાંસીથી પણ મોટું પ્રાયશ્ચિત અધૂરૂં ગણાય !

પંડિતજીએ શ્રી ગણેશાય નમઃ કરતાં તેમની સંસ્કારી–પણ મને વૈખરી લાગતી–વાણીમાં મ્હારૂં રાત્રિનું સાહસ શબ્દશઃ વર્ણવ્યું. તેમનો દરેક શબ્દ સાચો હતો, પણ ડૂબતો તણખલાને પકડે તેમ મ્હેં તેની વિરૂદ્ધ બોલવાના વિચાર–અંકોડા ગોઠવી મૂકયા. એમનું બોલવાનું પૂર્ણ થતાં, પોલીસખાતાના વડાએ નાગરિક રક્ષાની સ્વફરજથી મ્હારા જેવા નાસેડુ રખડુની બદચાલ બાબત રૂક્ષ અને તોછડી ભાષામાં દાસ્તાન કર્યું. પછી રાજવીએ મ્હારી તરફ જોઇ કહ્યું: ' બંધવા, ત્હારે કંઇ બચાવમાં કહેવું છે ? અંધારી રાત્રે ઠંડે કલેજે ચંદ્રપુરના ત્રણ નાગરિકોનું ખૂન કરવાનું ત્હારી સ્હામે તહોમત છે. '

રડમસ ચહેરે અને ધીમા અવાજે મ્હેં કહ્યું: 'મ્હારા જેવા પરદેશીનું આ પરભૂમિમાં કોણ? પણ મારા ચારિત્ર્ય માટે જે કહેવાયું છે તે ખોટું છે. પંડિતજી જે ગુન્હો મ્હેં કર્યાનું જણાવે છે, તે તેમના ઘરની મિલ્કતની અને જાનની રક્ષા માટે જ મ્હેં કર્યો હતો. મ્હારા સાક્ષી શ્રી રામ અને......' બોલતાં હું લાગણીવશ થતાં રડી પડયો. એટલામાં યુવરાજે ઉભા થઇ કહ્યું: 'લોકમત જાણવા આપણે પેલાં શબ ખુલ્લાં કરીએ અને પેલી અનાથ બનેલી સ્ત્રીઓની મંજૂરી હોય તો ખૂનીને તેની વય, આબરૂ અને પહેલો ગુન્હો વિચારી......' પ્રધાને કહ્યું: 'તાકીદ આપી મુક્ત કરી દઇએ.' મને આ સર્વ શહેરીઓમાં પ્રધાન જ 'અગમ બુદ્ધિ વણીક' જેવો ડાહ્યો લાગ્યો.

મને પેલાં શબ પાસે લઇ જવામાં આવ્યો, અને ઘુંટણીએ પડી ક્ષમાયાચના કરવાનું કહેવામાં આવ્યું. તે ક્રિયા પૂર્ણ થતાં પેલી સ્ત્રીઓએ મડદાં પરનાં આચ્છાદન દૂર કરતાં......ઓહ! પ્રભુ! એ ત્રણે માનવશરીરનાં કદનાં રબ્બરનાં પૂતળાં હતાં! પૂતળાંનાં શરીર પર કાણાં હતાં અને તેમના પગ એક દોરીથી જોડેલા હતા. દૈવે આ રૂપાંતર કર્યું કે મ્હેં અંધારામાં......લોકોના અટ્ટહાસ્યને ઝીલવા અસમર્થ હું ધબ લઇને રંગભૂમિ ઉપર પડયો.

* * *

બીજે દિવસે–બેસતે વર્ષે રાજમહેલમાં હું ભાનમાં આવતાં રાજવીએ જ સર્વ સ્થિતિ મને સમજાવી: 'સજ્જન! દર વર્ષે રાજ્યમાં આવી મજાકથી 'બાલેય' (અર્થ માટે શબ્દ કોષ જોવો) બનાવી એક મૂક ચિત્ર ઉતારાય છે; અને આખું વર્ષ તે રાજ્યમાં જુદાં જુદાં સ્થાનોમાં ભજવાઇ લોકને ગમ્મત સાથે જ્ઞાન અપાય છે. ગણેશ અને કુમારીની યોજનાથી આ વર્ષના મૂકચિત્રના નાયક તમે બન્યા, અને એ મજાક ચિત્ર 'સાહસે શ્રી' રાજ્યના ખાસ પરોણા

તરીકે તમારે જોવા આવવાનું છે. આજ તમે રાજ્યના મહેમાન છો અને રાજ્યની સેવા માટે તમને 'રત્ન' નો ખિતાબ અને પાંચસો રૂપિયા ઇનામ અપાય છે."

કહેવાની ખાસ જરૂર નથી કે તે રાત્રે 'સાહસે શ્રી' મૂકપટ જોયા બાદ પંડિત શંકરાનંદે ગણેશ મારફત સ્વપુત્રી-કુમારીનું મ્હારી સાથેનું વાગ્દાન જાહેર કર્યું.

વસંતપંચમીએ રાજ્ય તરફથી મળેલી ઇનામી રકમની મદદથી અમારી-ચંદ્રક ને કુમારીની લગ્નક્રિયા રંગેચંગે ઉજવાઇ. મોસમ પૂર્ણ થતાં કુમારી સાથે હું રાજનગર આવ્યો. ઘણી ફીલ્મ કંપનીઓ મને 'નટ રત્ન' જાણી કામ કરવા આમંત્રણ આપે છે. પણ 'સાહસે શ્રી' નું મૂકપટ જોયા બાદ, અને ગણેશની મદદથી સર્વ ષડ્યંત્ર ગોઠવ્યાની કુમારીની કબુલાત પછી હું 'નટરત્ન' હોવાનો દાવો કરતો નથી. તમને શું લાગે છે!

# ચમત્કાર

કિશોર, અરૂણ, અને ચીમન એ ત્રણ સુરતની એક માધ્યમિક શાળામાં ભણતા સહાધ્યાયીઓ છે. ત્રણે વચ્ચે સમાન શોખ, સરખી માન્યતા અને સાહસિકવૃત્તિ એજ મિત્રભાવનાનાં પ્રેરક બળો છે. કિશોરે નાગર કોમની મુલાયમ કોમળતા, અરૂણે વણિકવર્ગનો કાતરભાવ અને ચીમને પંચાલ પ્રજાની ઉદ્યોગપ્રિયતા સ્વભાવથીજ કેળવી હતી; અને એ સ્વભાવજ વિરોધાભાસ તેમના સખ્યને વજ્રલેપ સમ બનાવતો.

નૂતન શિક્ષણનું નવું અંગ અક્ષરજ્ઞાન સાથે પર્યટન–પ્રવાસાનુભવ કેળવણી આપી 'જ્ઞાન એ વપરાય ત્યારે પ્રચંડ શક્તિ છે.' એ ત્રિપુટીનું ઇષ્ટસૂત્ર અને એની આરાધના માટે મળતી દરેક તકે તેઓ પાયગાડીની મદદથી ડુમસ, તીથલ, કબીર વડ, હજીરા, અને એવાં સ્થાનોની આનંદયાત્રા કરી આવ્યા હતા. તેમના પ્રવાસને ઋતુકાળ કે અગવડની મર્યાદા નહોતી. ત્રણેને વિચાર થાય કે દોરી, લોટો, થેલી, પ્યાલો, બાચું, ટોર્ચ, ચપ્પુ ઇત્યાદિ સાધનો લઈ એ ત્રિપુટી બહાર નીકળી પડતી. કો'ક વખત અગ્નિરથનો લાભ લેવા તેઓને ફરજ પડતી. પણ સામાન્યતઃ તેઓ ઇશ્વરદત્ત પ્રવાસ સાધન પગ પરજ ઝઝુમતા.

એકદા આ પરાક્રમઘેલા પાન્થોએ શ્રાવણી ચૌદશે સુરત છોડ્યું. શનિવારે રાત્રે તેઓ દહેણું જઇ પહોંચ્યા. ત્યાં બપોરે માઠાના અંધાર

ઇત્યાદિ નીરખી, તેઓએ ધર્મશાળામાં આરામ લેવા પડાવ નાખ્યો. ત્યાંના પગીએ તેમને વીસેક માઇલ ઉપર આવેલા 'ચીંચની' ટાપુ સંબંધી કેટલીક ખબર આપી.

આ ત્રિપુટીના મનઃચક્ષુ સમક્ષ એ બેટ અને તેના પરની અદ્‌ભુત કુદરત અને કલાનાં ધામ જોવાની મનોસૃષ્ટિ-સાહસિકોની સૃષ્ટિ ખડી થઇ ગઇ. બસ કોઇ પણ રીતે તાબડતોબ તે ટાપુ જોઈ, રાત્રિ-રવિવારની નિશા-ત્યાં ગાળી, સોમવારે ફરી પાછા જવાનો તેમણે ઠરાવ કર્યો અને મુકામ ઉપાડયો. પાંચ પાંચ માઇલે મુકામ નાખતા તેઓ રાત્રે આઠ વાગે ચીંચની ટાપુ પાસેના એક ગામડામાં આવી પહોંચ્યા.

પોર્ટુગીઝ હદના તે ગામના મુખીએ તેમને યથાશક્તિ સ્વાગતે નવાજયા. તેણે તેમને બીજે દિવસે સવારે ખાડી ઓળંગી ટાપુ પર જવા સલાહ આપી. પણ આજનો યુવાન વર્ગ! અનુભવરૂઢ વૃદ્ધની વાણી કયારે કબુલ રાખે છે? કિશોર, અરૂણ અને ચીમને તાબડતોબ જવા એક હોડકું મેળવી લીધું અને રાત્રે નવ વાગે થાક, ભૂખ, કે વેળાકવેળાની દરકાર રાખ્યા સિવાય, એ કુતૂહલપ્રિય ત્રિપુટીએ મહેરામણના જળમાં હલેસાંથી હોડકી હંકારી.

આપણા ગૂજરાતી વર્ગને હોડી ચલાવવાની તક અને ટેવ બહુજ ઓછી હોય છે. તાપીતટ પર વસનાર તરવાની કળા હસ્તગત કરી લે છે, પણ હોડી હાંકનાર ઘણાજ જુજ પ્રમાણમાં હોય છે. ત્યારે જમીન પર—અને તે પણ સુરત જેવા શહેરમાં—વસનારને તરી પ્રવાસની આવડત કયાંથી હસ્તગત હોય? વળી આ કિશોરોની ટેકની કસોટી થતી હોય, તેમ આકાશમાં ગડગડાટ થવા માંડયો, અને ઉદધિ પણ રમણે ચઢયો હોય એમ એમનો હોડીને ડામાડોળ કરવા માંડયો. ફક્ત અર્ધો કલાકના પ્રવાસને પૂરો કરતાં તેમને ત્રણ કલાક થયા. અને જ્યારે ચીંચનીની જમીનને તેમના પગ અડકયા ત્યારે મધ્ય

રાત્રિનો સમય થયો હોય એમ તેમને લાગ્યું. અમાસની રાત્રીના અંધકારમાં અજવાળું શોધવા તેમણે 'ટોર્ચ' ની ચાંપ દાબી, પણ પાણીને લીધે તે નિષ્ફળ થઇ ગઇ હોય એમ લાગ્યું. તેમનાં કપડાં પણ થોડાંક ભીંજાઇ ગયાં હતાં. અને ભૂખ તથા થાક તેમની બીકમાં વધારો કરવા લાગ્યાં. તે અરસામાં આકાશમાં ચમકતી વિદ્યુત–વિજળીના પ્રકાશે તેમને દર્શાવ્યું, કે ચારજ કદમ દૂર એક 'સુસવાટ મગર' કાંઠા પરના સારસ પક્ષીને પકડી પાણીમાં અદૃશ્ય થયો અને ડાબી બાજુ દશેક 'ફર્લાંગ' દૂરથી એક કેસરી ગર્જના કરતો તેમની દિશા તરફ કુચ કરતો હતો. હોડી છોડી એ ત્રણેએ જીવનરક્ષા માટે દોટ મૂકી.

સિંહ પાછળ, અને એ ત્રણ આગળ, એમ દોડશરતમાં તેઓ મહામુશીબતે–સદ્‌ભાગ્યે–જીસા: અને 'જીવન હોડમાં જીતે તેજ જીવે,' એમ એક અર્ધજર્જરિત મકાનમાં તેઓ સરકી ગયા. આ બધું દસ સેકંડમાં બન્યું. મકાનમાં દાખલ થતાંજ તેમણે તેનું લોખંડી સિંહદ્વાર બંધ કરી દીધું, અને એકના ખભા ઉપર એક ઉભી માનવ નિસરણી બનાવી, તેનો આગળો બંધ કર્યો. તેમના હૃદયના ધબકારા હવે ઓછા થયા, અને સિંહ માનવગંધથી પ્રેરાઈ, ત્રાડ નાંખતો, બારણાંને સ્વવપુ ઘસતો, આંટા ફેરા કરવા મંડયો. ભોજ્ય અને ભોજન કરનાર વચ્ચે કલાક સુધી આમ ગજગ્રાહ ચાલ્યો. છેવટે આકાશમાં થતી મેઘગર્જના–કાટકાની હરિફાઈ કરતો વનરાજ પોતાની બોડ તરફ પીછેહઠ કરી ગયો.

અંતે કુદરત અને પ્રાણીની ગર્જના બંધ થતાં, વરસાદ પોધમાર વરસી રહ્યો. અને ત્રણે ભયમસ્તોએ મકાનમાં આગળ કૂચકદમ કરવા માંડી, તેમણે ત્યાં શું જોયું ?

મકાનના ચોગાનમાં એક અવાવરૂ બાગ હતો. એક ખૂણે ખંડીયેર દશામાં પડાળી–ભૂતપૂર્વ ધર્મશાળાનું અવશેષ હતું. મધ્યમ

બાગમાં જાળીની વાડ વચ્ચે એક મંદિર હતું. મંદિરમાં ત્રીસેક વાર ઉંચી અને દસ વાર પહોળી આરસપહાણની એક મોટી મૂર્તિ હતી. તેની બેઠક સ્ફટીકની હતી. મૂર્તિ ભવ્ય અને ભયાનક લાગતી હતી.

ભયચકિત કિશોરે એ મૂર્તિ જોતાંજ તીણી ચીસ પાડી. અરૂણે પડાળી તરફ જવા સલાહ આપી. ચીમને મંદ સ્વરે કહ્યું "પેલા મુખીએ કહેલી કળાત્મક પ્રતિમા તે આજ! ચાલો આપણે અંદર જઈ તે જોઇને આરામ લઇએ."

પણ વાડને–મજબુત બાંધેલી લોખંડી જાળીની વાડને દરવાજે ખંભાતી તાળું વાસેલું હોવાથી, એ ત્રણેની મનોકામના શમી ગઈ.

આશા અને શ્રમ અફળ જતાં એ ત્રણે જણાને પેલી અડાળીમાં આશરો લેવા ગયા વિના બીજો ઉપાયજ ન રહ્યો. તેઓ તે તરફ વળ્યા. વર્ષાની હેલી ચાલુજ હતી.

'ઘરના ત્રાસ્યા વનમાં જાય તો મળે કાળો નાગ, અને ત્યાંથી પાછા ઘેર ફરે તો ત્યાં લાગે આગ!' એમ આ ત્રણે જણને અડાળીમાં પણ પર્જન્યનાં પરાક્રમ નડયાં. અડાળીના અર્ધસિંચેલ કાણા છાપરામાંથી પડતી ધારાઓએ અડાળીની લીંપેલી જમીનને પંકમય બનાવી દીધી હતી. ત્રણેને ભૂખનો કાસદ, થાકનો દૂત અને ભીતિનું ભૂત સતાવી રહ્યું હતું. રાત્રિના બાકી રહેલા ત્રણેક કલાક વીતાવવા એ ત્રણેએ 'આ મીલા સો દૂધ બરોબર' સમજી, થેલીનું અને પહેરેલા કપડાનુંજ આસન જમાવી અડીંગા નાંખ્યા. આવા સંજોગોમાં સમય ક્યારે–કેમ અને કેવી રીતે પસાર થશે એ વિમાસણમાં ત્રણે જણાની ખોબડી બંધ થઈ ગઈ હતી. એ જગ્યાએ અંધકારમાં પ્રકાશ શોધતું, મોતનું સામ્રાજ્ય પ્રવર્તિ રહેલું હતું.

લગભગ પા કલાક આ દશામાં પસાર થયા બાદ મંદિર તરફથી એકાએક ચાંખડીનો ખટખટ અવાજ સંભળાયો. નાદ પરથી સહજ ભીતિ ગજવતી આ નવી આફતનો સામનો કરવા અર્ધનિદ્રિત દશામાંથી

જાગૃત થયેલા કિશોર, અરૂણ, અને ચીમને તિમિરના પડદા ભેદી જોયું તો એક સાધુ જેવી વ્યક્તિ તેમના તરફ આવતી હતી. ત્રિપુંડધારી ભવ્ય ભાલ, સફેદ જટા અને દાઢી અને ભગવી કંથા તેની પ્રતિભામાં ઉમેરો કરતાં હતાં. સાધુએ એ અટારી પાસે આવતાં પોતાની ઝોળીમાંથી સાકર, બદામ, અને ઇલાયચી આપતાં કહ્યું, "સચ્ચિદાનંદ! બચ્ચા મત ડરો. ખેલના હય કયોં? ચલો બાજી ખેલો" એમ કહી એ અટારીમાં પોતાની ઝોળીમાંથી કાળો કામળો પાથરી પોતે બેસી એ ત્રણેને બેસાડયા. રેશમથી મુખમલ પર ભરેલી બાજી, હાથીદાંતનાં લાલ–લીલાં–કાળાં–પીળાં સોગઠાં અને સ્થાનને પ્રકાશમય બનાવતી હીરાજડિત કોડીઓ, પોતાની ભગવી ઝોળીમાંથી તેણે કાઢી. અને અમાસની મેઘલી અંધારી રાત્રે એ આવાસમાં ઝગઝગાટ થઇ ગયો. એક, બે ત્રણ......દાવ ચાલ્યા અને..............

"હવે રોગીઓનું જીવન ભયમુક્ત કહી શકાય." ડોક્ટરે વર્તુળમાં ઉભેલાંઓને કહ્યું.

"પંદર દિવસે અમારા છોકરા પુનર્જન્મ પામશે." વસ્ત્રના પાલવે આંખનાં આંસૂ લુછતાં એક સ્ત્રી બોલી ઉઠી.

સુરતની એક સાર્વજનિક હોસ્પીટલમાં કિશોર, અરૂણ અને ચીમનના ખાટલાઓ પાસે તેમનાં સ્વજન અને દવાખાનાના મુખ્ય ડોક્ટર અને સેવકો ઉભા હતા. પંદર દિવસે તેમણે આંખ ઉઘાડી અને પસાર થયેલા સમય દરમ્યાન આ માંદગીના ભેદનો કોયડો ઉકેલવા અશકત સર્વેએ છૂટકારાનો દમ લીધો. એકાદ માસમાં તો તે પૂર્ણ સાજા થતાં તેમણે ખુલાસો કર્યો કે: 'પેલા સાધુ જોડે બાજી શરૂ કર્યા પછી શું થયું તેની અમને સ્મૃતિ રહી નથી.'

તેમની વાતની પુરવણી કરતાં તેમના આત્મવર્ગે જણાવ્યું કે સોમ મંગળ તેમની રાહ જોયા બાદ તેમણે દહેણુંથી મળેલી ખબર મુજબ ચીંચની પાસેના આળામાં તપાસ કરી અને ત્યાંથી પછીનું

કાઢી તેઓએ ટાપુ તરફ તપાસ કરવા એક કિસ્તી હંકારી. તપાસ દરમ્યાન ખાડીની મધ્યમાં તેમણે એક હોડકું પાણીના મોજાંની હિંચમાં આમ તેમ આથડતું જોયું. તે હોડકામાંથી એ ત્રણને અચેતન દશામાં તેઓ દહેણું લાવ્યા અને ત્યાંથી સુરત આણ્યા. સુરતમાં સાર્વજનિક હોસ્પીટલમાં પંદર દિવસ તેમણે "સચ્ચિદાનંદ, ખે...લો," અને "ખુબ મઝા...પડી!" આવા મંદ સ્વરે ત્રુટક શબ્દો બોલવા સિવાય કંઇ પણ ક્રિયા કરી નહોતી. મુંબાઇથી આવેલા 'સ્પેશીઆલિસ્ટો' પણ તેમનું આ નવું દર્દ પારખી શક્યા નહિં. પણ આખરે કુદરતે તેમને ચેતનમાં આણ્યા.

આ સર્વ સાંભળી એ ત્રણેનો એકજ ખુલાસો હતો કે 'તેઓ બાવાજી જોડે સોગઠાંબાજી ખેલતા હતા. એ રમતનો આનંદ અદ્દ્ભૂત હતો અને તેમને બોલાવી રંગમાં ભંગ પાડવામાં આવ્યો હતો.'

આ બનાવ પછી વર્ષનાં વહાણાં વાયાં છતાં કિશોર, અરૂણ કે ચીમન પેલી અદ્દ્ભૂત વ્યક્તિની પૃથ્વીપડ કે હૃદય મનમાં 'ખોજ' —શોધ કરવા છતાં, એ ક્રિયામાં સફળ થયા નથી.

એ અનેરો અદ્દ્ભૂત અનુભવ તેમના મનને પ્રફુલ્લિત કરી મુદમય-જીહ્વાથી હજી પણ પોકરાવે છે કે:—

"યુગ યુગ થકી **પરમાત્માને** ભૂલ્યા હજી ભૂલતા રહ્યા;
જ્યાં સુધી એ ના જડયો "કોઇ ત્યાં સુધી તારૂં નથી."

# પૂર્વગ્રહ

પર્યુષણ પર્યટનમાં ધંધુકા પાસે સારંગપુરના હનૂમાન પાસે એ ખેતરવા દૂર એક–લીલ ચઢી ગયેલી–લગભગ વાર ઉંચી–એક ખાંભી માલુમ પડી. ખાંભીના અક્ષરો દેવનાગરી લિપિમાં લખેલા હતા. તે ભાંગ્યાંતૂટ્યા અક્ષરોમાં વંચાયું કે:—

| | | |
|---|---|---|
| बजरंग | पंडत | श्री |
| प्रसन्न | पुरणानंदे | शारदा |
| | गोडावी | प्रसन्न |
| अरिजन | उका | हुका |
| जनम | | मरण |
| १७८२ | वि. सं. | १८०२ |

પાસેના ગામમાં આ ખાંભીનો ઇતિહાસ જાણવા તપાસ કરતાં માલુમ પડ્યું કે એનો જાણકાર ગઢવી–દેવીપુત્ર વિરાટનગરમાં રહે છે. વિરાટનગર ધોળકામાં તપાસ કરતાં લગભગ એંસી વર્ષના એક બારોટ મળ્યા. તેમને પૂછતાં તે ખાંભીનો ઇતિહાસ તેમણે કહ્યો: ભાષાફેર સાથે શબ્દશઃ તે અત્રે રજુ કરૂં છું:—

'ચા'નાં ચલાણાં અને કળનાં વાહનના બહિષ્કારે આ કથા કહેવા સેવક હજી જીવતો રહ્યો છે, અને ભગવાનનો હુકમ હશે તો તે ખાંભીના લેખ માફક હજી સો દિવાળી પણ દેખે. પંડિત પૂર્ણાનંદ

ઉકાનો દાનો દુશ્મન અને ઉકાને તેણે જીવતે જંપવા ન દીધો. ઉભયના મરણ બાદ ગામ લોકે આરસની એ ખાંભી ગોડાવી. ઉકાએ મનુજના, દૈવના, અને સંજોગના પૂર્વગ્રહને લીધે ' જ્યાં જાય ઉકા ત્યાં સમુદર સુકા ' માફક જીવનની દુઃખની સુકી ઝડીજ વેઠી. સાંભળો, બાપજી ! એ દુઃખીઆરાની કર્મકથા–જીવન ગાથા.

આજથી બરાબર બસો વર્ષ ઉપર–ગામમાં તેનો જન્મ. માબાપે પ્રૌઢવયે–કુળદિપકના અભાવે સારંગપુરના હનૂમાનની બાધા આખડી રાખી દિકરો મેળવ્યો. પણ ઉકાભાઇના જન્મ વખતે તેની જનેતા સુવાવડમાં દેવ થઇ, અને જનક ગાંડો થઇ જઇ, તેની ધરવાળીના ઉઠામણાને દિવસે સારંગપુરના હનૂમાનના મંદિરના દરવાજે ગળા ફાંસો ખાઇ અવગતે ગયો. ' વ્હાલસોયું વંકાય વહેલું. '

ઉકાને–તેની ફોઇએ–ગામલોક તરફથી પોષણ ઉપજીવિકા પેટે દળવાના દાણા, વધ્યું રાંધ્યું ધાન કે એવાં કામ મેળવી માંડ માંડ ઉછેર્યો. એકાદ વિઘું જમીન, એક ખોરડું અને થોડાંક ધાતુપાત્ર એ ઉકાની બાપદાદાની મિલ્કત હતી. ગામમાં કથાવાર્તાનો ધંધો કરનાર પૂર્ણાનંદશાસ્ત્રીને પાણીના મૂલે જમીન વગેરે લઇ લેવા લોભ થયેલો એટલે તેમણે ઉકાને ' કાળમુખો–છપ્પનપગો–કમનશિબ ' કહી ઠામ ઠામ વગોવવાનું હિતશત્રુનું કામ કરવા માંડયું. વીસેક વર્ષની વય થતા સુધીમાં ઉકાએ દસેક ઘાત વેઠી. બચપણમાં ઓરી નીકળ્યાં; પછી શીતળા મા પધાર્યાં; એકવાર નાગ ડસ્યો તો એકવાર હડકાયું કુતરૂં કરડયું. વળી એકવાર નદીમાં તણાતો બચ્યો તો વળી એકવાર આંઠિયો તાવ ઝાપટ લગાવી ગયો. કોગળિયું અને ' પહાડ ' પણ તેના વપુની ખબર લઈ ગયાં. મારામારીમાં એકવાર તેનું ' ભોડું ' કુટયું તો–આમ દરેક પ્રસંગે તેની ફોઇનો હાજરાહજૂર હનૂમાનદાદો તેને સાંગોપાંગ બચાવી લેતો. જેવું મન તેવા દેવ પ્રસન્ન.

વીસ વરસ પૂરાં થતાં ઉકાનો ફોઇ માંદાં પડયાં. ઉકાએ તેની ચાકરી માવતર માફક કરી. ફોઇનું મોત–ઉકાની સારપ કરવા જવાં

ચંપેલી ગફલતથી થયું હતું. મંદવાડમાં ફોઇએ એક દિવસ શીરો ખાવા માગ્યો. ઉકાએ શેરે સવાશેર ઘી ઝૂકાવી સોજીનો શીરો તૈયાર કર્યો, અને પોતે ચાખ્યા વગર ફોઇને બહુજ દબાણ કરી બધો શીરો ખવડાવ્યો. ફોઇએ વહાલથી કંઇએ ફરિયાદ ન કરી, પણ શીરામાં ગુર-ઝીણી ખાંડને બદલે સખરસ ઝૂકાવ્યું હતું તેથી ફોઇ દસ્તથી નંખાઇ જઇ મરણ પામ્યાં. આ એક પાલક છત્ર પણ ઉકાને ઉડી જતાં તે નોધારો બન્યો. બીજાં પાંચ વર્ષ ઉકાએ ગામ લોકના ફેરા ફાંટા કરવામાં અને વૈતરૂં કૂટવામાં ગાળ્યો. તે પોતાનું કામ કરી શકતો નહિ, અને બીજાના કામથી નવરો થતો નહિ! તેની જમીન, મકાન-ખોરડું, વગેરે વાણિયાના ઘોડાપૂર ચક્રવૃદ્ધિ વ્યાજમાં સ્વાહા થઇ ગયાં. તેની સાથે ઘર માંડવા ઇચ્છતી રૂડકી નામની એક યુવતીએ, આ આઘાત સહન ન થવાથી, તેના ઘર પાસે ફાંસો ખાઇ આપઘાત કર્યો. રૂડકીના મરણ માટે ઉકાને ગુન્હેગાર ગણી, ખોટા પુરાવા વખતે પણ મૌન સેવનાર ઉકાને અપરાધની સંમતિ આપતો લેખી, પંદર વર્ષ કાળાપાણીની સજા કરવામાં આવી. બચાવમાં ઉકાએ મરનાર રૂડકીને ‘ ધણિયાણી ધણીની ધણી ’ સમજી કંઇ પણ હોઠ ફફડાવ્યા નહિ.

ચાલીસી વટાવ્યા બાદ ઉકો આંદામાનથી છૂટયો, અને વાટે કોચીનના એક મેમણ શેઠને ત્યાં તેણે પાંચ વર્ષ અશ્વપાલ તરીકે નોકરી કરી. મેમણ શેઠે એ કામીઠા માણસને સ્વજન ગણી, પોતાના ધંધામાં કેળવીને ભાગીદાર અને આખરે વારસના અભાવે પોતાના મરણ બાદ સર્વ સંપત્તિનો અધિકારી-વારસ ઠેરવ્યો. પણ ઉકાને પૂર્વગ્રહનો અહીં પણ ચમત્કારો દેખાયા વગર રહ્યો નહિ. જુસબ શેઠના અવસાનનું પણ સંજોગવશાત્ તે નિમિત્ત બન્યો. શેઠના સંતાન જેવા એક ઘોડાને ઉકો સર્વ પ્રકારની સેવાથી હૃષ્ટપુષ્ટ રાખતો હતો. એક વખતે જુસબ શેઠને બેસવા ઘોડો લાવ્યો. શેઠ પેંગડે પગ મુકવા જાય તે પહેલાં ઉકાએ ઘોડાને ડચકાર્યો ઘોડાએ ઝાડ

વળગ્યું હોય એમ ઝાડ થઇ, જુસબ શેઠને જમીનદોસ્ત કર્યા અને તેમના શરીરે પગની ખરીઓથી ચંપી કરવા માંડી. શેઠ-બુઝર્ગ જુસબ માટે આ ઘા કારી નીવડયો અને એમના આખરી અંજામ માટે ઉકાના લલાટે મેંશનો ચાંલ્લો ચોડાયો. શેઠના અવસાનની સર્વ ક્રિયા થઇ જતાં, ઉકાએ મળેલો માલ પાણીને મૂલે હરાજ કરી ઉપજેલી મુડી-દસહજાર રૂપિયા-ગાંઠે બાંધી વતન તરફ કૂચ કરી.

ઉકાની લક્ષ્મીનો રણકાર તેના ભાગ્યોદયના પુરોગામી માફક અજબ રીતે ગામમાં સંભળાઇ ગયો હતો. આ કારણથી તેનો દ્વેષ કરનાર વર્ગ વધ્યો, અને તે મંડળના અધ્યક્ષ શાસ્ત્રી પૂર્ણાનંદ બન્યા. ઉકા જેવા કહેવાતા ડામાજ ખૂનીને ગામમાં ઘર ન મળ્યું, એટલે સીમમાં ખોરડું ઉભું કરી પડી રહેવું પડયું. તેની માયામુડીનો રક્ષણ-ભાર ગામના શરાફ શેઠ સકરચંદે સ્વેચ્છાથી સ્વીકાર્યો-પણ દસ વર્ષે હિસાબ થતાં સોના સાઠ બતાવી વ્યાજને બદલે રોકડમાંથી દસ ટકા ચાંઉ કરી જવાની ચાલાકી બતાવી ! ઉકાએ હવે પૈસાનો સદ્ઉપયોગ કરવા વાવ બંધાવવા માંડી, પણ પૂર્ણાનંદે શાસ્ત્રના આધારે તેની સ્થાપના નિષેધરૂપ ઠેરવી. ગમે તેમ વાવ તો થઇ પણ કોઇ કારસ્થાને કે કારીગરોના રોકડ નગદ લઇ કરેલા કાચા કામે હજારેક રૂપિયા ખર્ચી તે તૈયાર કરેલી વાવ બેસી ગઈ ! ઉકાએ સીમમાં પાંજરાપોળ સ્થાપી પણ શકરચંદે ખડની દલાલી લઇ આપેલા ખરાબ ચારાથી દસેક પશુ મરણ પામ્યાં. પૂર્ણાનંદે આ પશુહત્યાના ઘાતક તરીકે ઉકાનું ઘાસનું પૂતળું કરાવી, ગામના ચોરા આગળ જાહેર બળાવ્યું ! ઉકાએ આથી કંટાળી બોલ્યા ચાલ્યા વગર વતનનો પુનઃ ત્યાગ કર્યો. જીવનની છેલ્લી વીસી ઉકાએ હિંદના ચારે ધામની યાત્રા-પગપાળા-કરવામાં વીતાવી. દરેક તીર્થધામમાં તે એકાદ માસ ટકતો અને પછી આગળ વધતો. તીર્થસ્થાને તેને ગોરો અને પંડયા યાહોમ લૂટતા અને તેણે જાળવી રાખેલી સોના રૂપાની પાટમાંથી કટકો

પડાવી લેતા. લગભગ સો વર્ષની ઉમરે તે પુનઃ વતનમાં આવ્યો. પૂર્ણાનંદનું આ વખતે સર્વ કુટુંબ–સ્ત્રી, બે છોકરી અને એકનો એક છોકરો–ઘર બળી જતાં સ્વાહા થઇ ગયું હતું, એટલે દશાના માર્યા તે પીગળ્યા હતા. ઉકાને ગામમાં પેસવા–ઠરાવ રજા મળી. પણ ગામલોકને પોતે જીવત ક્રિયા કરી દૂધપાક પુરીનું જમણ આપ્યું. તેમાં ચારેક ઉદરંભરી બ્રહ્મબંધુઓ ગરમાગરમ દૂધપાક પીવા જતાં–પૂર્ણાનંદ અને બીજા ત્રણ ગુજરી ગયા. આ બ્રહ્મહત્યાના પાતકના પ્રાયશ્ચિત–તરીકે ઉકાએ આ ખાંભીના સ્થાને પોતાને જીવતા ભોંયમાં ભંડારી દેવાની આગ્રહભરી આજીજી કરી. ઉકાની આવી સમાધિના સ્મારકમાં ગામ લોકે ઉઘરાણું કરી ઉકાના વધેલા પૈસામાં ઉમેરો કરીને, તે ઉભયનું નામ રહે માટે આ તકતી સાથે પેલી ખાંભી ખોડાવી. ચૈત્ર વદ આઠમે–ઉકાની સંવત્સરીએ–ત્યાં મેળો ભરાય છે. ઉકાનું જીવન પૂર્વગ્રહને લીધે પાયમાલ થયું. એવા પ્રેમાત્માના જીવનના પ્રસંગોની ગાથાના રાસ અને ભજનની રમઝટ ચાલે છે. એ કાળ અને એ માનવી ગયા અને કહાણી રહી—

કથા પુરી થતાં બારોટે લાંબો નિસાસો મુકયો. કથનની અસર વાળા મ્હારા મનને સ્ટેશન તરફનો રસ્તો કાપતાં વિચાર થયો કે:—

"ઘરના ઉઠયા વનમાં જાય તો વનમાં લાગે આગ, ત્યાંથી પાછા ઘેર આવે તો, ઉંબરે મોટો નાગ!" વિચિત્ર વિધિ પૂર્વગ્રહ જીવનમાં વિગ્રહ ગુંથે કે અનુગ્રહે રિદ્ધિ સિદ્ધિ પણ અર્પે.

કોને ખબર છે કાળની?

# કલમધર મંડળ

**સ્થાપના. વિજયાદશમી. વિ. સંવત ૧૯૯૬.**

**ઉદ્દેશ:** સર્વ પ્રકારના સાહિત્યની સર્વદેશીય વિકાસની સમીક્ષા કરી, સાહિત્ય દ્વારા લેખક અને વાંચકનો સમન્વય અને સહકાર કેળવવો.

**ઇચ્છા:** દર વર્ષે એક સુંદર પુસ્તક અને હાલમાં દર વર્ષે 'સાહિત્ય સૃષ્ટિ' નામનો સંગ્રહ અને પછી દર માસે સભ્યો દ્વારા રજુ કરવો.

**નિયમ:** સભ્ય વાર્ષિક ૧ રૂપીઓ
સહાયક ,, ૨ રૂપીઆ
આશ્રયદાતા ,, ૩ રૂપીઆ
આ દરે લવાજમ લેવું.

નામ નોંધાવવા અને વિશેષ ખબર માટે પૂછો, અગર લખો.

**લાખા પટેલની પોળ પાસે, સાંકડી શેરી, અમદાવાદ**

સંચાલક મંડળ

બળવંત ગો સંઘવી — કુમુદચંદ્ર ગો શાહ
સત્યેન્દ્ર મો ઘોડાદ્રા — ફૈજમહમદ જી મુનશી
નવિન ગો દલાલ — બલવંતરાય વ ત્રિપાઠી
મધુકાન્ત ર મહેતા

આ મંડળના કેટલાક સભ્યોનાં પુસ્તકો

ત્રિપાઠી કૃત: પ્રતાપી પર્વત. સાથે શબ્દકોષ,
ચિનુ શુકલ કૃત: કલ્પનાનાં પ્રતિબિંબ, પ્રતિભા.
સંઘવી કૃત: ઓલીયાની આરસી, શસ્ત્રહિન શૂરવિર, પત્ર-પુષ્પ, અને હાસ્ય નૈવેદ્ય.
નવિન ગો. દલાલ કૃત: રૂઢિનાં કલંક.

Sarhiya Art P. Ahmedabad.